श्री

# આદ્ય શંકરાચાર્ય જીવન-સાર.

" नावद्गर्जन्ति शास्त्राणि जम्बुकाविपिने यथा ॥
न गर्जन्ति महाशक्तिर्यावद्वेदांत केसरी ॥ "


નિયોજક તથા પ્રકાશક.

મણિશંકર દલપતરામ જોશી,

મુ. સાંઢાયેર.

આ પુસ્તક મળવાનાં ઠેકાણાંઃ—

(૧) મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.

બુકસેલર્સ, પબ્લીશર્સ એન્ડ કમીશન એજંટ

કાલબાદેવીરોડ (પ્રિન્સેસ સ્ટ્રીટ)

(૨) મણિશંકર દલપતરામ જોશી.

સાંઢીયેર. વાયા સાયણ. ડી.

શ્રી

# આદ્ય શંકરાચાર્ય જીવન-સાર.

નિયોજક તથા પ્રકાશક,

## મણિશંકર દલપતરામ જોશી.

મુ. સાંઢીયેર.

" We are such stuff
" As dreams are made of ( vl. up )
" and our little life
" Is rounded with a sleep."

*Shakespeare.*

પ્રથમ આવૃત્તિ ( પ્રત ૫૦૦ ).



સં. ૧૯૭૩—ઈ. સ. ૧૯૧૭.

અમદાવાદ—પાંચકુવા રોડ-ધી " ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસ " માં
શા. સોમાભાલ મંગળદાસે છાપ્યું.

મૂલ્ય, આના ૭.

# A List of books consulted.

(1) Shree Shankaracharya By Krishnaswami Aiyar M. A. LT.

His Philosophy by Pandit Sitanath Tattvabhushan.

(2) Paul Deussen's Vedic Philosophy.

(3) Thebaut's translation of Shankara's Bhâshya.

(૪) શ્રીમચ્છંકરાચાર્ય ચરિત્ર ( મણિશંકર હરિકૃષ્ણ શાસ્ત્રી ).

(5) Max Muller's six systems of Indian Philosophy.



# પ્રસ્તાવના.

શ્રીશંકરાચાર્યનું સંક્ષિપ્ત જીવનચરિત્રજ આલેખવાનો મારો આશય હોવાથી આ સ્થળે મ્હોટી પ્રસ્તાવના લખી 'માથા કરતાં મનોહર ભારે' એ દોષગ્રસ્ત આ લઘુ પુસ્તક બનાવવું અનુચિત છે. અને એનેજ પરિણામે એમના જીવન-ચરિત્રને અંગભૂત કેટલીક વાત અત્રે લખી શકાઈ નથી.

'શ્રીશંકરનું' ચારિત્ર્યબળ એટલું તો ઉત્તમ અને જ્વલંત છે કે એને જેટલું વખાણીએ તેટલું ઓછું. એક મહાન વ્યક્તિ તરીકેનું, તેમજ જગદ્‌ગુરૂ તરીકેનું એમનું ભગીરથ કર્તવ્ય અગાધ છે; અને તેથીજ તે આલેખવું ઘણું દુર્ઘટ છે. પરંતુ મારી અલ્પ મત્યનુસાર 'આ એક મારૂં વિદ્યાર્થી જીવનનું કર્તવ્ય' સમજી, ન્હાનકડું જીવનચરિત્ર લખું છું: જેમાં ભૂલો તો હશેજ 'પરંતુ લેખકનું આ પ્રથમજ પુસ્તક છે એમ ધારી ક્ષમાપાત્ર થશે' એવી મારી અભ્યર્થના છે.

'આ જીવન ચરિત્ર' મેં કેટલાક સમયપર લખ્યું હતું. પરંતુ જનસમાજ સમક્ષ પુસ્તક આકારમાં પ્રગટ કરવાનું એક યા બીજા પ્રસંગને લઈને આજ સુધી મુલતવી રખાયલું, દરમ્યાન મારા એક સ્વજ્ઞાતિના વિદ્યાવિલસુ ગૃહસ્થ મહાશય ગિરિજાશંકર મણીશંકર ભટ્ટ એઓએ શ્રીમોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક સભાના હિતચિંતકોમાં વહેંચવા આ મારો લઘુ લેખ જો પુસ્તકરૂપે પ્રગટ થાય, તો તેની કેટલીક પ્રતો ખરીદવાની ઇચ્છા દર્શાવ્યાથી મને વિશેષ-પ્રોત્સાહન થતાં તથા તે દ્વારે મારા વિદ્યાપોષક માતુલ પ્રાણશંકર જયશંકર ભટ્ટનાં અવસાન માટે 'આ પુસ્તકની' અર્પણ પત્રિકાની તકનું સ્ફુરણ થતાં, કંઇક જાગૃતિ મારા હૃદયમાં આવી, જેને પરિણામે આ લઘુ પુસ્તક હું જનસમાજ સમક્ષ મુકવા સમર્થ થયો છું. એને જનસમાજ યોગ્ય સત્કાર આપશે તો લેખકને સાહિત્ય ક્ષેત્રમાં પોતાનો શ્રમ વધારવા ઉત્સાહ વધશે. છેવટે જે જે ગ્રંથોની મેં મદદ લીધી છે તેમના નિયોજકોનો હું આભારી છું; તેમાં ખાસ કરીને પ્રકરણ ૪ થામાંનાં તથા પરિશિષ્ઠ (બ) માંના ઘણા અગત્યના ખુલાસા સંબંધમાં એલ્ફિન્સ્ટન કૉલેજનાં અમારા શિક્ષાગુરૂ વી. વી. મીરાશી (M. A.) એઓનો ખાસ આભારી છું.

શ્રીશંકરાચાર્યનું જીવનચરિત્ર, 'ચારિત્ર-બળ પોષક સંસાર વ્યતિરિક્ત-સન્યસ્ત દીક્ષા દર્શકજ છે એમ ધારવું એ ભુલભરેલી ખામી છે.' મારા ધારવા પ્રમાણે જો એ, એના વાંચકને 'કર્મ સન્યસ્ત' દીક્ષા લેવડાવવા ફળદાયી થશે તો મારો આ અલ્પ પ્રયાસ હું કેટલેક અંશે ફળીભુત થયો એમ હું સમજીશ. इत्योम्.

એલ્ફિન્સ્ટન કોલેજ, છાત્રાલય
મુંબાઇ.
વિજયાદસમી-૧૯૭૩.

મ. દ. જોશી.

। सर्वस्तरतु दुर्गाणि सर्वो भद्राणि पश्यतु ।

# -:ઉપોદ્ઘાત.:-

श्री शंकरो विजयतेतराम् ।

## શ્રીમદ્ આદ્ય જગદ્ગુરૂ શંકરાચાર્યનું સંક્ષિપ્ત જીવનચરિત્ર.

स्वर्गे यथा कल्पतरु स्तथा भूमौ हि शंकरः ।
सुराणां भूसुराणां च वांछितार्थ प्रदो गुरुः ॥

મહાન પુરૂષોનાં જીવનચરિત્રો આલેખવામાં અવર્ણનીય આનંદ સમાયલો છે, કારણ કે એમનાં જીવનચરિત્રોમાંથી સ્થળે સ્થળે પ્રસાદીરૂપ સદુપદેશ સુધા મળે છે. એ સદુપદેશ સુધા પાવી અને પીવી એ એક આર્યનું કર્તવ્ય છે. આટલા ઉપરથી એમ નથી સમજવાનું કે તેમના જીવનચરિત્રોમાં ભુલ યા ખામી છેજ નહિ. 'દરેક મનુષ્ય ભૂલને પાત્ર છે' એ કહેણી અનુસાર એઓનાં જીવન ચરિત્રોમાં કોઇક ખામીઓ નજરે પડે ખરી, પરંતુ એમના ગુણોનો ઝાત્કાર એવો તો આલ્હાદજનક હોય છે કે એકાદ ખામી કેવલ ક્ષુલ્લકજ લાગે. વળી એઓનાં, આવી કસોટીમાંથી પસાર થયલાં અક્ષય્ય ચારિત્રો સાધારણ મનુષ્યોને સીધે રસ્તે દોરવાના સુચક-થાંભલા (Guide-posts) રૂપ છે, માટેજ એમના જીવનચરિત્રો અનુકરણીય અને આદરણીય હોય છે.

જગતમાં ગણાતા મહાન પુરૂષોમાંથી, ધર્મ નેતાઓનાં જીવનતંત્રોમાં કંઇ ઓર ગૌરવ સમાયલું હોય છે; અને તેથી જેમ દીપક પ્રગટતાં પતંગો આવી, પોતાની જીંદગીની દરકાર કર્યા સિવાય આત્મ બળીદાન આપે છે, કમળ ખીલતાં ભ્રમરો ગુંજે છે, તેમ ધર્મનેતા પ્રગટ થતા, રંક મનુષ્યો સદુપદેશ સુધા ચાખવા તલસે છે. શ્રી શંકરનું નામ સાંભળતાં આર્ય ધર્મમાં એવો કયો પુરૂષ છે કે જે અગાધ આનંદાબ્ધિમાં ન ઝબુકે ?

એથેનીઅન મહર્ષિ અને મહાન તત્ત્વવેત્તા સોક્રેટીસ (Socrates) ના જીવન વૃતાંત વિષે પ્રશ્ન પુછતાં, એક અમેરિકન વિદ્વાન પ્રત્યુત્તર આપે છે કે "સોક્રેટીસનું જીવન વૃતાંત, એની જીંદગીનાં વ્યવહારિક કાર્યોનીજ દ્રષ્ટિબિંદુથી નિહાળતાં ફક્ત એક ફકરામાં કહી શકાય છે.

"The life of Socrates in its merely outward bodily incident may be told in a paragraph."

આજ જવાબ શ્રી શંકરાચાર્યનાં જીવન વૃતાંતને લાગુ પાડી શકાય, કારણ કે એમની જીવનની તવારીખોમાંની થોડીજ હકીકતો ખાત્રીપૂર્વક કહી શકાય છે, એમ છતાં (૧) માધવાચાર્ય, આનંદગીરિ, ચીદ્વિલાસ અને સ્વામી સદાનંદ વિગેરેનાં 'શંકર વિજય' (૨)

સ્કંદ પુરાણના નવમાં અંશમાંથી (૩) તથા પણ્ડિત નારાયણાચાર્ય પ્રણિત 'માધવ વિજય' અને 'મનીમંજરી' ઉપરથી તથા વિદેશી શોધક પંણ્ડિતોથી તવારીખ (Records) માંથી કેટલીક હકિકતો મળી આવે છે. અને આ હકીકતો કૃષ્ણસ્વામી આયરનાં 'શ્રીશંકરાચાર્યના' પુસ્તકમાં નોંધવામાં આવી છે. જેને આધારે તેમજ ઇતર પુસ્તકને આધારે, આ સંક્ષિપ્ત જીવનચરિત્ર લખવાનો લેખકનો આશય છે.

જ્યારે કોઇ અવતારી પુરૂષ જગતમાં, ભગીરથ કાર્ય કરવા જન્મ લે છે ત્યારે તેની સાથે સાથે, તેને મદદનીશ પુરૂષોનો પણ જન્મ થાય છે. દાખલા તરીકે શ્રી રામચંદ્રનો જન્મ થયો ત્યારે પરમ યશસ્વી હનુમાન, સુગ્રીવ વિગેરેનાં જન્મ થયા હતા. અને આ સર્વની મદદથીજ શ્રી રામચંદ્ર પોતાનું કાર્ય સાધી પરમ યશસ્વી નીવડી શકયા. શ્રીમત્ શંકરાચાર્યના જન્મ વખતે પણ આવીજ જાતની તૈયારીઓ થઇ રહી હતી. ઇંદ્રે 'સુધન્વા' નામથી બૌદ્ધ વંશમાં, કાર્તિક સ્વામીએ 'ભટ્ટપાદ' નામથી બ્રાહ્મણ કુળમાં તથા બ્રહ્માએ મંડનમિશ્રના નામથી જન્મ લીધા હતા. અને પરમ સ્વરૂપ વિષ્ણુ, શેષની સાથે 'સંકર્ષણ' રૂપથી ભટ્ટપાદના સહાયક થયા હતા. અને દુર્વાસા મુનિના શાપથી સરસ્વતી, વિષ્ણુ બ્રાહ્મણને ઘેર 'ઉભય ભારતી' નામે પ્રગટી મંડનમિશ્રને વર્યાં હતાં. અને શ્રી શંકરાચાર્ય પોતે શંકરનાં અંશધારી હતા. અને તેથીજ બત્રીશ વર્ષની ટુંક મુદતમાં પોતાનું ધારેલું લક્ષ્ય પાર પાડી સ્વધામ વિષે તેઓ પુનઃ પધાર્યા હતા.

શ્રીમદ્ પૂજ્યપાદ્ જગદ્ગુરૂ શંકરાચાર્યનાં જીવન વૃતાંતના ચાર ભાગ પાડી શકાય. (૧) જન્મ તથા અભ્યાસ. (૨) યુવાવસ્થા અને સન્યસ્ત દીક્ષા. (૩) છેલ્લા દિવસો તથા જગદ્ગુરૂ તરીકે ધર્મ રક્ષણ માટે ચાર મઠો સ્થાપવાની યોજના. (૪) અવસાન અને તત્ત્વજ્ઞાન–નિરૂપણ.



# અર્પણ પત્રિકા.

પરમકૃપાળુ માતુલ પ્રાણશંકર જયશંકર ભટ્ટ

જેઓએ

૩૮ વર્ષની ટૂંકી સંસાર યાત્રા કરી ૧૯૭૨ ના

શ્રાવણ શુદ ૧ ને, વાર સોમવારને દિને સ્વર્ગવાસ કર્યો અને

જેના પ્રભાવે

હું

યત્કિંચિત્ વિદ્યા સંપાદન કરી શકયો

તે ચીરસ્મર્ણીય અમર આત્માની

અખંડ શાંત્યર્થે

આ લઘુ પુસ્તક માનપૂર્વક

અર્પણ કરૂં છું.

સદ્દગત્‌શ્રીનો ઋણી

મ. દ. જોશી.

# શ્રી આદ્ય શંકરાચાર્ય જીવન–સાર.

A List of books consulted.







# પ્રકરણ ૧ લું.

## જન્મ તથા અભ્યાસ.

**दुष्टाचार विनाशाय प्रादूर्भूतो महीतले ।**
**स एव शंकराचार्यः साक्षात्कैवल्य नायकः ॥**




રલ દેશના એક કલદી (Kaladi) નામના ગામમાં વિદ્વાધિરાજ નામે એક વિદ્વાન બ્રાહ્મણ રહેતો હતો. તેને શિવરૂપ એક પુત્ર હતો. અને તેથી તેનું નામ શિવગુરૂ પાડવામાં આવ્યું હતું. એ શિવગુરૂનું લગ્ન 'વિશિષ્ટા' સાથે થયું હતું. તેઓ વિધિપૂર્વક ગૃહસ્થાશ્રમ ધર્મ પાળવામાં પ્રવૃત્ત રહેતાં, પરંતુ તેઓને છેક વૃદ્ધાવસ્થા સુધી કંઈ સંતાન નહતું. શિવગુરૂનું શરીર પ્રતિદિન કૃશ થવા લાગ્યું અને છેક વૃદ્ધાવસ્થા સુધી પોતાને કાંઇ સંતાન નહિ તેથી **नापुत्रस्य लोकः ।** 'અપુત્રવાનને લોક નથી' એ ચિંતા વ્યાધીથી તેનું શરીર ઘણું ગળાતું ચાલ્યું. પતિની આ અવસ્થા જોઇ પતિવ્રતા 'વિશિષ્ટા' ઘણી દીલગીર થઈ અને પુત્ર પ્રાપ્તિ માટે અનેક તપ, ઉપવાસ વિગેરે ધર્માચરણો કરવા લાગી. એક દિવસ એને એવી સ્ફુરણા થઇ આવી કે "ગામમાં શિવની મૂર્તિ જે આપોઆપ પ્રગટ થઈ હતી, તેની અડગ નિશ્ચયથી આરાધના કરવી; અને કાર્ય સાધવામાં દેહની દરકાર રાખવી નહીં." આ વાત તેણે પતિને નિવેદન કરી. બન્નેએ તેમ કરવા અડગ નિશ્ચય કર્યો; અને તેથી અતીવ દૂર્ઘટ તપાચરણ કરવા લાગ્યાં. મહાન પુરૂષોનાં અડગ્ નિશ્ચયો કદી ખોટાં પડતાં નથી, અને તેમની તેને પાર પાડવાની દક્ષતા તથા ધૈર્યતા ખરેખર પ્રશંસનીયજ હોય છે. આ પ્રમાણે કષ્ટસાધ્ય તપ આદરતાં ઘણાં વર્ષ વીતી ગયાં. છેવટે 'શિવ' પસંદ થયા અને પ્રગટ થઇ વરદાન માગવા કહ્યું. આ સાંભળી શિવગુરૂએ સપ્રણામ કહ્યું કે "હે વિશ્વપતિ, જો આપ પસંદ થયા હો, તો ગુણવાન, સર્વજ્ઞ અને વિશ્વ-વિજયી એવો એક પુત્ર મને આપો." શંકર '**तथास्तु**' કહી અંતર્ધ્યાન થયા. તે દિવસથી વિશિષ્ટાને ગર્ભ રહ્યો અને વૈશાખ શુકલ પંચમીએ જ્યારે સુર્ય, ભૌમ, શનિ આદી ગ્રહો પોતપોતાના ઉચ્ચ સ્થાનમાં હતાં અને જ્યારે બ્રહસ્પતિ કેંદ્રસ્થાનમાં હતો ત્યારે વિશિષ્ટાએ એક દીવ્ય બાળક 'શંકર'ને જન્મ આપ્યો. કૃષ્ણનો, કંસના કારાગૃહમાં, જન્મ થતાં જે અચંબો દેવકીજીને થયો હતો તે શ્રીશંકરાશાવતારી 'શંકર'નો જન્મ થતાં એમની માતા વિશિષ્ટાને થયો. **साधवो नहि सर्वत्र चन्दनो नहि वनेवने ।** એ વાક્ય ખરેખર યથાર્થ છે. કારણ કે 'શ્રીશંકર' જેવા પ્રતાપવાન્ તથા યશસ્વી પુરૂષોના જન્મ દરેક સ્થળે થવાં અતિ દૂર્લભ છે, અને શંકર નેપોલીઅન નેલ્સન, અને વોશીંગ્ટન જેવા નરવીરોને જન્મ આપનાર માતાની કુખને પણ ખરે ધન્ય છે !

અવતારી પુરૂષોનાં જીવન નિહાળવામાં નવાઇ જેવું એ માલુમ પડે છે કે એમનાં જીવનચરિત્રો સાધારણ અગ્રગણ્ય પુરૂષોથી જુદા પ્રકારનાંજ હોય છે.

'Childhood shows the man.' 'પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય' એ કહેવત અનુસાર શંકર ત્રણ વર્ષમાં અક્ષર લખતાં તથા ઓળખતાં શીખ્યા અને ત્રીજા વર્ષમાં શિવગુરૂએ વિધિ પૂર્વક એમનું ચૌલકર્મ કરાવ્યું. પરંતુ વિપદ્ વાદળો આવી પડતાં વાર લાગતી નથી અને વિધિ (ભાવિ) જાણવામાં કોઇ સમર્થ નથી, એ લોકમાન્યન્યાયે શિવગુરૂની, પુત્રને ઉપવીત આપવાની હોંસ મનમાં ને મનમાં રહી ગઇ. કારણ કે એ પાર પાડતાં પહેલાં એઓ દેવલોક થયા. શંકરને ઉપનયન સંસ્કાર માતાને હસ્તે થયાં. પછી શંકરે શંકર-ગુરૂ-કુલમાં અભ્યાસ કરવા માંડયો. સાત વર્ષ જેવી ટૂંક મુદતમાં એમણે છ અંગ સાથે વેદનું અધ્યયન કર્યું !! સ્વામીના મરણ પછી શંકરની માતા હમેશાં શોકાતુર રહેતાં. એક દિવસ એમનો ફીકકો ચહેરો જોતાં શંકર બોલ્યા 'નલ, યુધિષ્ઠિર તથા હરિશ્ચંદ્ર જેવાને પણ કષ્ટ સહેવાં પડયાં; તો વિધિનો પ્રતિકાર કરવાને કોણ સમર્થ છે!' આ સાંભળતાં માતા શાંત થયાં, અને સાત વર્ષના શંકરનું આવું જ્ઞાન જોઇ તાજુબ પામ્યાં.

હવે માતાને શંકરનાં લગ્ન કરવાની તીવ્ર વાંચ્છના થવા લાગી. પરંતુ શંકરને તો દિનપ્રતિદિન સંસારનાં સુખ નિઃરસ લાગવા લાગ્યાં; અને ન્હાનપણથીજ સન્યાસી થવાની ઇચ્છા દૃઢ થવા લાગી. માતાને આ વાત નિવેદન થતાં, તેને ઘણો ક્ષોભ થયો અને કહેવા લાગ્યાં કે 'જો તું સન્યાસી થશે તો મારી ઉત્તર ક્રિયા કોણ કરશે?' તું સર્વજ્ઞ થતાં માતાને ત્યજતાં તારૂં હૃદય કેમ પીગળતું નથી! વિગેરે ઉદ્ગાર કાઢી રડી પડયાં. આવા હૃદયદ્રાવક સંજોગ વચ્ચે પણ શંકર ડગ્યા નહિ અને પોતાની ઉમેદ પાર પાડવા અનેક યોજના ઘડવા લાગ્યા. એક દિવસ એવું બન્યું કે માતા તથા પુત્ર બંને નદીપર સ્નાન કરવા ગયાં. પાણીમાં પ્રવેશ કરતાં તત્કાળ મગરે એનો પગ પકડયો, એકદમ શંકરે બુમ પાડી કે 'હે માતા, પાણીમાં મગરે (Alligator) મારો પગ પકડયો છે અને તે મને ખેંચી જાય છે. એ મગર મહા બળવાન્ છે, અને એનું મોઢું વિકાળ છે!' પુત્રની આવી કારમી ચીસ સાંભળતાં માતા વિહ્વળ થઇ ગયાં. એટલામાં શંકરે જણાવ્યું કે 'હે માતા, જો તું મને સંન્યાસી થવાની રજા આપે, તો મગર મારો પગ છોડી દેશે એવો મારો નિશ્ચય છે.' એ સાંભળતાં માતાએ કહ્યું 'તું સન્યાસી ભલેથા' એમ કહી રજા આપી. આ પ્રમાણે શંકરે '**आपत्सन्यसन**' 'આપત્સન્યસ્ત' મેળવ્યું. ઉપરની વાત સત્ય હો કે ન હો પરંતુ એટલું તો સત્ય છે કે જો એણે સંન્યસ્ત લીધું ન હોત તો કામાદિ મગરો કયારનાંએ એને ખેંચી ગયા હોત! આ પ્રમાણે કુમળી બાળક વયમાં એમણે સન્યસ્ત ગ્રહ્યું. પુત્રને મગરે છોડી દીધો અને 'શંકર' જળ બહાર નીકળ્યા. પરંતુ શંકર 'સન્યસ્ત' હોવાથી વિશિષ્ટાનું હૃદય ભરાઇ આવ્યું. અને કહેવા લાગ્યાં કે 'મારી સંપત્તિ કોણ ભોગવશે? અને મને અગ્નિસંસ્કાર કોણ કરશે?' માતાને અગ્નિસંસ્કાર કરવા માટે ગમે તે સ્થળેથી, ચિંતન થતાં, એની પાસે આવવું એવું અભય વચન શંકરે આપ્યું તેથી માતા વિશિષ્ટા પસંદ થયાં. આ પ્રમાણે સર્વ વૈભવનો ત્યાગ કરીને, માતાને નમસ્કાર કરીને તેઓ ઘર બહાર ચાલી નીકળ્યા. ધન્ય છે એમના અડગ્ નિશ્ચયને!! ધન્ય છે

એમની સ્વાર્થત્યાગ વૃત્તિને ! ! ! પ્રિય વાંચક, મોટા પુરૂષોનાં જીવનચરિત્રો વાંચવામાં તને અતીવ આનંદ થતો હોય તો શંકરનાં જીવનચરિત્રનો આ પ્રસંગ તું તારા હૃદય પટપર કોતરી રાખજે. આવા હૃદયદ્રાવક પ્રસંગો દરેકને આવે તો છેજ, પછી કોઇને વ્હેલાં, તો કોઇને મોડાં. આપણે જનમ્યાં ત્યારથીજ, વિધિએ આપણને છુટાં પડવાનું તો નિર્મ્યુંજ છે. પરંતુ યુવાવસ્થામાં દ્રવ્યાદિ સુખોને તુચ્છ ગણી પ્રતિકાર કરવો અને કેવળ સન્યસ્તાશ્રમનાં સુખમાં નિમગ્ન રહેવું એ તો શંકરાચાર્ય જેવા મહાત્માઓનાં જીવનચરિત્રોનાંજ વિરલ પ્રસંગો હોય !

——◆——




## યુવાવસ્થા તથા સન્યસ્ત દીક્ષા.

——◆——




પ્રમાણે સંસારના સુખોને નિ:રસ તથા ક્ષણભંગુર ગણી શિશુવયમાં સન્યસ્ત ગ્રહી માતાજીને ત્યજી, ઘર છોડી ચાલી નીકળતાં તેઓ નર્મદાને કિનારે આવી પહોંચ્યા. અહીંઆ તેમણે એક આશ્રમ જોયો. એ આશ્રમ ગોવિંદ સ્વામી જેઓ ગૌડ પાદ ગુરૂના શિષ્ય હતા, તેમનો હતો. ગોવિંદ સ્વામીની પર્ણકુટી સમીપ આવી પહોંચતાં, એમણે સ્વામીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. સ્વામીએ પ્રશ્ન કર્યો કે 'હે ભાઈ તું કોણ છે ?'

શંકરે પ્રત્યુત્તર આપ્યો કે.—

**" स्वामिन्नहं न पृथिवी न जलं न तेजो**
**न स्पर्शनो न गगनं न च तद्गुणा वा ।**
**नापींद्रियाण्यपि तु विद्धि ततो ऽवशिष्टो**
**यः केवलोस्ति परमः सशिवो ऽहमस्मि ॥ "**

**તાત્પર્ય:**—"હે સ્વામિન્, હું પૃથિવી નથી, જલ નથી, તેજ નથી, વાયુ નથી, ગગન નથી અથવા એનાં ગુણો નથી; ઇંદ્રિયો નથી અને એનો અવશિષ્ટ પણ નથી; પરંતુ એક જે પરમરૂપ છે તે 'શિવરૂપ' હું છું.

આ સાંભળતાં ગોવિંદ સ્વામી પસંદ થયા અને તેમને નદીપર સ્નાન કરી આવવા કહ્યું. સ્નાન કરી આવ્યા પછી એમને સન્યસ્તનાં ધર્મ કહી સંભળાવ્યા, અને એનું નામ '**भगवत्पूज्यपादाचार्य**' રાખ્યું. થોડોક વખત ગુરૂની સેવા કરી ત્યાં રહ્યા. ત્યાં રહી તેમણે ઉત્તમ યોગસિદ્ધિ પ્રાપ્ત કરી. એમ કહેવાય છે કે એક વખત લાગલાગટ પાંચ દિવસ સુધી વરસાદ પડ્યો અને આશ્રમમાં પાણી પાણી થઇ રહ્યું. ગોવિંદસ્વામિ સમાધિ-

અસ્ત હતા. એ જોઇ શંકરે, જેમ અગસ્ત્ય મુનીએ, પોતાના હાથમાં સમુદ્રને સમાવ્યો હતો તેમ પોતાનાં કમંડળમાં વરસાદનાં પાણીને સમાવી દીધું !! આ વાતની ખબર પડતાં, ગુરૂ ઘણા પ્રસન્ન થયા અને શિષ્યની આવી યોગસિદ્ધિ જોઇ કહ્યું કે "વ્યાસે રચેલા સુત્રો-પર ભાષ્ય કરો તથા કાશીપુરી જાઓ."

**વારાણસીમાં** શ્રી શંકરાચાર્યને સનંદન, વામદેવાદિઓ શિષ્યો થયા. સનંદન ચૌલ દેશનો અથવા ચિદંબરમ્ અથવા હાલમાં જે ભાગ 'તાંજોરનાં' નામથી ઓળખાય છે ત્યાંનો હતો. તેનું નામ પદ્મપાદ રાખ્યું અને ગુરૂનો એનાપર અનહદ પ્રેમ હોવાથી તે તેનો માનીતો થયો. આ જોઇ બીજા શિષ્યોને અદેખાઇ થઇ તેથી એક દિવસ શંકરે પદ્મપાદને ગંગા નદી ઉપરથી જમીનની માફક ચાલી આવવા કહ્યું, અને તેમાં તે ફળીભુત થયો. તે જોઇ બીજા શિષ્યો તાજુબ થઇ ગયા ! હવે વારાણસીમાં એવું બન્યું કે વિશ્વનાથ પોતે ચાંડાલનો વેશ ગ્રહી, ચાર ભયાનક કુતરાઓથી વીંટળાઇ સામે આવ્યા. અને શંકરાચાર્ય જે પોતાનાં શિષ્યો સાથે વિશ્વનાથનાં દર્શન માટે જવા નિકળ્યા હતા તેને અડકી પડયા. આ જોઇ શ્રીશંકરને ક્રોધ ચડયો; તેથી શ્રીશંકર અને ચાંડાળ વચ્ચે ઘણો વાદવિવાદ થયો. ચાંડાલ બોલ્યો કે 'મારા શરીરની તારે નિંદા કરવી યોગ્ય નથી. કારણ કેઃ—

देहदृष्ट्या तु दासोऽहं जीवदृष्ट्या त्वदंशकः ।
आत्मबुद्ध्या त्वमेवाहमिति मे निश्चिता मतिः ॥

**ભાવાર્થ:**—"દેહદષ્ટિથી જોતાં હું તમારો દાસ (સેવક) છું, પણ જીવદૃષ્ટિથી હું તમારો અંશ છું; આત્મદષ્ટિથી તું તે હુંજ છું, આ મારી નિશ્ચિત મતિ છે."

આ સાંભળી શંકર દિઙ્ગમૂઢ બની ગયા અને વિચારવા લાગ્યા કે આ ચાંડાળ નથી પણ કોઇ દીવ્ય પુરૂષ, ચાંડાળના વેષે આવ્યા છે. માટે એને નમવું એજ ઉચિત છે. ખો-ળામાં મસ્તક મુકવા જાય છે કે તુરત વિશ્વનાથ પ્રત્યક્ષ મૂર્તિથી પ્રગટ થયા ! પછી વિશ્વ-નાથે, વેદવ્યાસે રચેલા બ્રહ્મસૂત્રપર યુક્તિ યુક્ત સૂત્રભાષ્ય રચવા કહ્યું; તથા ભેદાભેદ વાદી ભાસ્કર, શાક્તમતી અભીનવ ગુપ્ત, નીલકંઠ, પ્રભાકર તથા ભટ્ટિ મતનો અનુયાયી મંડનમિશ્ર વિગેરે અદ્વૈત વિરોધી પંડીતોને જીતી દિગ્વિજય કરવા કહ્યું અને પોતે અંતર્ધ્યાન થયા.

હવે શ્રીશંકરાચાર્ય ફરતા ફરતા, પોતાનાં શિષ્યો સાથે બદરિકાશ્રમમાં આવ્યા. આ વખતે તેમની ઉમ્મર બાર વર્ષની હતી. અહીં તેમણે મહર્ષિઓ સાથે વેદાંતનો વિચાર કર્યો અને સૂત્રભાષ્ય (શારિરીક ભાષ્ય) રચ્યું તથા દશ ઉપનીષદો, મહાભારતના ભગવદ્ ગીતા પર્વ તથા સનત્સુજાતીય પર્વ પર અને નૃસિંહતાપની ઉપનિષદ્ પર ભાષ્યો રચ્યાં. અહિંઆ, એક ખાસ નોંધવા જેવો પ્રસંગ એ છે કે જ્યારે શંકરાચાર્ય પતિત-તારિણી ભાગીરથીનાં તટપર ફરતા હતા, તેવામાં એક વૃદ્ધ બ્રાહ્મણ, પોતાથી સંસ્કૃત પુસ્તકો સરળતાથી વાંચી શકાય એ ઉદ્દેશથી, વ્યાકરણનાં પુસ્તકનો અભ્યાસ કરતો જોવામાં આવ્યો. કેટલેક દિવસે '**डुकृञ् करणे**' એ પદ આવ્યું. જેમાં વૃદ્ધાવસ્થાએ તેની બુદ્ધિ ઘણી કુણ્ઠિત થવા લાગી. પરંતુ તે પોતાનુ ધારેલું કામ પાર પાડવા માટે એ 'પદ' વારંવાર ગોખ્યા કરતો હતો. આ સાંભળી શ્રી શંકરાચાર્યને દયા આવી અને એને ઉપદેશ કરવા માટે 'ચર્પટ પંજ-રિકા સ્તોત્રમ્' બનાવ્યું. તેનું ધ્રુવપદ નીચે પ્રમાણે છે:

**भज गोविंदं भज गोविंदं भज गोविंदं मूढमते ।**
**प्राप्ते सन्निहिते मरणे नहि नहि रक्षति डुकृञ्करणे ॥**

**તાત્પર્યઃ**—"હે મૂઢમતિવાળા, ગોવિંદને ભજ, ગોવિંદને ભજ, ગોવિંદને ભજ; મરણ જ્યારે ત્યારે નજદીક આવ્યું છે ત્યારે 'ડુકૃઞ્ કરણ' તારૂં રક્ષણ કરનાર નથી."

વળી એમ કહેવાય છે કે વેદાંત સૂત્રનાં કર્તા વ્યાસ પોતે, શ્રી શંકરના સ્થળ પર આવ્યા હતા. અને શ્રીશંકર સાથે તેણે વેદાંતસૂત્ર પર કરેલા ભાષ્ય પર વાદવિવાદમાં ઉતર્યા હતા. વાદવિવાદ એટલો બધો વધી ગયો કે 'પદ્મપાદ' વચમાં પડયો અને બોલી ઉઠયો કેઃ—

**"शंकरः शंकरः साक्षाद्व्यासो नारायणो हरिः**
**तयो र्विवादे संप्रवृत्ते किंकरः किं करोम्यहम् ॥"**

**ભાવાર્થઃ**—"શંકરાચાર્ય સાક્ષાત્ શંકર રૂપ છે અને વ્યાસ નારાયણ છે. આ બેનો જ્યારે વિવાદ ઝામ્યો છે ત્યારે એક કિંકર જેવો હું શું કરી શકું?"

છેવટે આચાર્યે વેદવ્યાસને પોતાનું ભાષ્ય જોવા માંગણી કરી. એ ભાષ્ય જોઇ વેદવ્યાસ અતીસંતુષ્ટ થયા.

થોડોક વખત વીત્યાબાદ જ્યારે શંકર પ્રયાગમાં હતા અથવા તો 'ચિદ્દ્વિલાસ' કહે છે તેમ 'રૂદ્ધ' અથવા 'રૂદ્રપુરમાં' હતા ત્યારે એમના સાંભળવામાં આવ્યું કે 'ભટ્ટપાદ' જેમણે બૌદ્ધ ધર્મનું ખંડન કરી વૈદિક ધર્મ પ્રસરાવ્યો હતો તેઓએ પોતાનું કાર્ય પાર પડેલું જોઇ, અગ્નિમાં પ્રવેશ કરી પંચભૂતનો ત્યાગ કરવા નિશ્ચય કર્યો છે. આ સાંભળી શ્રીશંકર એકદમ ત્યાં જવા નીકળ્યા અને તે જગ્યાપર આવી પહોંચ્યા. ભટ્ટ પાદને-'તુષાગ્નિમાં' પ્રવેશ કરતાં જોઇ તેઓ વિસ્મય પામ્યા. અને આવા વિચિત્ર નિશ્ચયનું કારણ પુછ્યું. ભટ્ટપાદે પ્રત્યુતર આપ્યો કે તેમને પોતાની જીંદગીનો હેવાલ તપાસતાં માલુમ પડયું હતું કે તેણે પોતાનો હેતુ (Mission) પાર પાડવામાં બે અક્ષમાવાન્ પાપ કર્યાં હતાં (૧) પોતાના ગુરૂનું કાસળ અને (૨) મનુષ્યોને બચાવવામાં વૈદિક કર્મોજ ઉપયોગી છે, તેમજ વેદજ પૂજનીય છે એમ સિદ્ધ કરવામાં ખુલ્લી રીતે માની લીધેલું ઇશ્વરનું અસ્તિત્વ. આ સાંભળી શ્રી શંકરને એમની સાથે વાદવિવાદમાં ઉતરવાનું મન થયું પરંતુ ભટ્ટપાદ તો અડધા તુષાગ્નિમાં બળી ગયા હતા! પરંતુ તેમણે સંકેત કર્યો હતો કે 'શ્રી શંકરે માહિષ્મતીમાં રહેતા મંડનમિશ્ર જેઓ ભટ્ટપાદનાં બનેવી થતા હતા અને કર્મમાર્ગના અધિષ્ઠાતા હતા તેની પાસે જવું અને તેને જીતવા.'

પ્રયાગ છોડી શ્રીશંકર મહિષ્મતી નગરીમાં આવી પહોંચ્યા અને મંડનમિશ્રનાં ઘરની એક દાસીને એમનું ઘર બતાવવા પુછ્યું. તેણે પ્રત્યુતર આપ્યો કેઃ

**"स्वतः प्रमाणं परतः प्रमाणं कीरांगना यत्र गिरं गिरंति ।**
**द्वारस्थनीडांतरसन्निरुद्धा जानिही तन्मंडनमिश्र धाम ॥**

**फलप्रदं कर्म फलप्रदोऽजः कीरांगना यत्र गिरं गिरंति ।**
**द्वारस्थ नीडांतर सन्निरुद्धा जानीहि तन्मंडनमिश्र धाम ॥**
**जगत्ध्रुवंस्याज्जगदध्रुवंस्यात् कीरांगना यत्र गिरं गिरंति ।**
**द्वारस्थ नीडांतर सन्निरुद्धा जानीहि तन्मंडनमिश्र धाम ॥**

**ભાવાર્થ**—'વેદ વાક્યો સ્વતઃ પ્રમાણ છે કે પરતઃ પ્રમાણ છે ? શું કર્મ ફળ આપે છે અથવા ઇશ્વર ફળ આપે છે ?" જગત્ નિત્ય છે કે અનિત્ય ? " એમ જેનાં દ્વાર આગળના પિંજરામાં રહેલી મેના વિવાદ કરે છે. તેને મંડનમિશ્રનું ગૃહ જાણજો.

હવે મંડન મિશ્રનાં ધામનો પત્તો મેળવવાને કશી હરકત રહી નહિ અને તેથી શ્રી શંકર પોતાનાં શિષ્યોને મુકી મંડનમિશ્ર જે શ્રાદ્ધ કરવાની તૈયારીમાં હતા તેના માળપરની બારીમાં થઇ ઘરમાં પ્રવેશ કર્યો. આ જોઇ મંડનમિશ્ર જેને સંન્યાસીને માટે ધિઃક્કાર હતો તે ઘણા ક્રોધાયમાન થયા અને તેથી બન્ને વચ્ચે પ્રશ્નોત્તર ચાલવા માંડયા.

**मंडन : :—कुतो मुण्डि** । આ મુંડી કયાંથી.

**शंकर : :—आगलान् मुण्डि** । ગળાનાં આગલા ભાગથીજ મુંડાણુ છે.

**मंडन : :—पंथास्ते पृच्छयते मया** । હું રસ્તો પુછુંછું.

**शंकर : :—किमाह पंथाः** । ત્યારે માર્ગે ઉત્તર આપ્યો તે ?

**मंडन : :—त्वन्माता मुण्डे त्याह तथैव हि** । મને માર્ગે ઉત્તર આપ્યો કે તારી માતા મુણ્ડા છે.

**शंकर : :—त्वन्माते त्यत्र शब्दोऽय न मां ब्रुयादपृच्छकम्** ।

'તારી મા' એ શબ્દ મારી માને લાગુ નજ પડે, કારણ કે મેં માર્ગને પૂછ્યું ન હતું. આવો, દ્વયર્થી વાદવિવાદ આગળ વધ્યો અને છેવટે એક સભા ભરી પોતપોતાના મત ખરો કરી આપવો એમ નિર્ણિત થયું અને બન્નેએ પ્રતિજ્ઞા કરી કે જે હારે તે સ્હામાનો અનુયાયી થાય અને આ પ્રતિજ્ઞા પ્રમાણે જો શ્રીશંકર હારે તો પોતાનું સન્યાસીપણું પોતે છોડી દઇ ગૃહસ્થી થવું એવો સન્યાસી ધર્મલોપનો વિકટ પ્રશ્ન આવ્યો. આ સભાના પ્રમુખ માટે 'ભારતી' જે મંડનમિશ્રનાં પત્નિ હતાં, તેમજ સમર્થ વિદ્વાન હતા, તેમને નિવેદન કરવામાં આવ્યું. પરંતુ પોતાનાજ સ્વામી વાદવિવાદમાં ઉતરવાનાં તેથી પ્રમુખ થવા તેમણે ના પાડી. છેવટે એમ નિર્ણિત થયું કે 'ભારતીએ' પુષ્પની અકેક માળા બન્નેને પહેરાવવી અને જેની માળા પહેલી કરમાય જાય તે હાર્યો એમ ગણવું.

ઉપર પ્રમાણે નિશ્ચિત થતાં સભા મળી. ઉપરાઉપરી સવાલ જવાબ થવા લાગ્યા. છેવટે મંડનમિશ્ર થાક્યા અને એની માળા કરમાઇ ગઇ ! પરંતુ ભારતી વચમાં પડયાં અને પોતાની સાથે શ્રી શંકરને વાદવિવાદમાં ઉતરવા આગ્રહ કર્યો. સ્ત્રીજન સાથે વાદવિવાદ કરવા શ્રીશંકરે પ્રથમ ના પાડી. પરંતુ તેના અત્યાગ્રહને લીધે એમને વિવાદમાં ઉતરવું પડયું. ભારતીએ શ્રીશંકરને હરાવવા ઘણું મથન કર્યું, પરંતુ એક સમર્થ વિદ્વાન આગળ તેનું શું ગજું ! આખરે તેણે કામશાસ્ત્રમાંનાં પ્રશ્નથી જીતવા વિચાર કર્યો અને પૂછ્યું કે હે સન્યાસી ?

पृच्छामि वद कामस्य कला भिक्षो किमात्मिका ।
कियन्त्यश्च किमाधारास्तथा कामस्य का स्थितिः ॥
पूर्वे पक्षे परे नार्यां नरे तिष्ठति वा कथम् ।
एतेषा मुत्तरं देहि संविचार्य यतीश्वर ॥"

હે યતીશ્વર! આ પ્રશ્નોનો વિચાર કરીને જવાબ આપો કેઃ—

(૧) કામની કળાઓ કહો અને તેના સ્વરૂપનું નિરૂપણ કરો.

(૨) તે કળાઓ કેટલી છે તથા કોને આધારે રહે છે, તથા તેની સ્થિતિ કેવા પ્રકારની છે?

(૩) શુકલપક્ષમાં તથા કૃષ્ણપક્ષમાં પુરૂષ અને સ્ત્રીને વિષે કામની કળાઓ કયાં કયાં રહે છે?

શ્રી શંકરને આ વિષયનો અનુભવ ન હોવાથી તેમણે એક માસની મુદત માગી. અને પોતે ત્યાંથી ચાલી નીકળી નર્મદાને કિનારે આવ્યા અને એમ કહેવાય છે કે પોતાનું શરીર તેમણે એક ઝાડની બખોલમાં રાખી શિષ્યોને સાચવવા સોંપી, યોગિક વિદ્યાથી, મરણ પામેલા 'અમરૂક' રાજાના ખોળીઆમાં પોતે પ્રવેશ કર્યો. પોતાના રાજાને આ પ્રમાણે સચેતન થયલા જોઇ લોકો હર્ષાબ્ધિમાં ઝબુકવા લાગ્યા, અને શહેરમાં દુંદુભિઓ વાગવા લાગ્યાં તથા હર્ષનાદનાં પુકારોથી આનંદ આનંદ થઇ રહ્યો. હવે શંકર અમરૂક રાજાના મહેલમાં ગયા અને તેની પત્નિઓ સાથે કામકલાનો અનુભવ લઇ 'અમરૂ શતક' રચ્યું. પણ શહેરમાં એવી અફવા ઉડી કે અમરૂક રાજાના શરીરમાં કોઇ મહાત્માએ પ્રવેશ કર્યો છે. માટે એ મહાત્માને કાયમ રાખવાને લોકોએ તથા મંત્રીઓએ નિશ્ચય કર્યો. અમરૂકનું પુરાતન ખોળીઉ શોધી ભસ્મ કરી નાંખવું જેથી મહાત્મા, અમરૂક તરીકે ચીરંજીવી રહે એવો ઠરાવ થયો. એવું કહેવાય છે કે કામનું આસ્વાદન કરતાં શ્રીશંકર પોતાની એક માસની મુદત ભુલી ગયા જેથી શિષ્યોના મનમાં ઘણો ઉચાટ થવા લાગ્યો. તેથી તેઓ તેની શોધમાં નીકળી પડયા. અને ભાળ મળતાં, મરણ પામેલો અમરૂક સજીવન થયેલો સાંભળી, અમરૂકનો આત્મા શ્રી શંકર સિવાય બીજા કોઇનો નહિ એમ માની તેની કચેરીમાં આવી એક તત્ત્વજ્ઞાનથી ભરપુર [ Full of philosophy ] ગાયન ગાઇ સંભળાવ્યું. સંગીતના ભાવાર્થથી શ્રી શંકરની સ્મરણ શક્તિ જાગ્રત થઇ અને પોતાનું ભૂતકાળનું વચન સ્મર્યું. હવે એવું બન્યું હતું કે લોકો અમરૂક રાજાનું ખોળીયું શોધતાં શોધતાં, શ્રી શંકરનું ખોળીઉં જે ઝાડની બખોલમાં રાખવામાં આવ્યું હતું, ત્યાં આવી પહોંચ્યાં. અને તેને અગ્નિસંસ્કાર કરવા ચિતા ખડકવા જાય છે, કે તુરતજ શ્રી શંકર યોગ બળથી અમરૂક રાજાનો દેહ ત્યજી પોતાના ખોળીયામાં દાખલ થઇ ગયા!! જેથી લોકોનો પ્રયત્ન નિષ્ફળ નીવડયો.

આ અનુભવ લીધા પછી શંકર ભારતી સમક્ષ આવી ઉભા રહ્યા અને તેમને બધા પ્રશ્નોના પ્રત્યુત્તર આપી સંતોષ્યાં.

ભારતી પોતાનાં વચન પ્રમાણે સ્વધામ જવા તૈયાર થયાં પરંતુ 'ચિદ્‌વિલાસ' અને બીજાઓ કહે છે તેમ શ્રી શંકરે તેમને રોક્યાં અને ઋષ્યશૃંગપુર અને દ્વારકાના મુખ્ય આશ્રમમાં અદ્વૈત મતનાં અધિષ્ઠિતાઓને પુર્ણ વિદ્વાન બનાવવા તેમણે આ લોકમાં નિવાસ કરવો, એમ નિશ્ચિત કરવામાં આવ્યું. મંડનમિશ્ર પોતાના વચન પ્રમાણે શ્રી શંકરના શિષ્ય થયા.

હવે શંકર મહિષ્મતી છોડી, દક્ષિણ હિંદુસ્તાનનાં પ્રયાસ અર્થે નીકળ્યા. અને મહારાષ્ટ્ર ઓળંગ્યો. અહિંઆ કેટલાક બ્રાહ્મણોઓને શિવને મલ્લરી ( Mallari ) નામ આપી, તેના વાહન કુતરાને અધિષ્ઠાતા બનાવી, પૂજતાં તેમના જોવામાં આવ્યાં. **श्वभ्यः श्वपतिभ्यश्च वो नमोनमः ।** આ તેમનું વાક્ય હતું. આ મતનું તેમણે ખંડન કર્યું અને અદ્વૈતમત પસરાવ્યો.

એ ઉપરાંત એમણે કાપાલિક મતનું ખંડન કર્યું અને શુદ્ધ સનાતન વૈદિક ધર્મનાં ઉંડા મૂળીઆં રોપ્યાં. વળી કરાડી ( Karadis ) નામની મરાઠાની જાત જેઓ કાપાલિક હોઇ ભૈરવનાં ભક્ત કહેવડાવતા હતાં તેનું પણ ખંડન કર્યું. આ મતનો એક નૃશંસ રિવાજ એ હતો કે તેઓ ઉત્તર હિંદુસ્તાનમાંથી, બનારસ આદી પ્રવિત્ર સ્થળોમાં આવતાં ભૂલાં પડેલાં વિદ્વાન માણસોને પકડી, તેના મસ્તિકનું દેવીને બળી દાન આપતાં ! એક દિવસ એક કાપાલિક શ્રી શંકર પાસે આવ્યો અને તેના મસ્તક માટે યાચના કરી. પ્રિય વાંચક ! આપણે આવા પ્રસંગો વિષે શ્રીમદ્ ભાગવદ્ આદિ ગ્રંથોમાં વાંચીએ છીએ કે "વૃત્રાસુરનું વધ કરવા માટે ઇંદ્રે દધીચિ ઋષિનાં હાડકાં માગ્યાં હતાં ! !" શંકર આગળ આવા જીવ જોખમનો પ્રસંગ દ્રષ્ટિગોચર થતાં, પણ તેઓ કદિ પોતાના વચનથી ડગ્યા નહિ, અને કાપાલિકને, જ્યારે પોતે સમાધિમાં બેઠા હોય, ત્યારે એકાંતમાં આવી મસ્તક કાપી લઇ જવા માટે કહ્યું. આવા અડગ ધૈર્યવાળા પુરૂષો મૃત્યુ લોકમાં વિરલજ હોય છે ? અહા ! શું શંકરાચાર્યની ઉદારતા ! રણભૂમિમાં લઢાઇ પ્રસંગ બંધ થતાં, શબને માટે જેમ શિયાળ, વરૂ આદિ તલસે છે, તેમ કાપાલિક, શંકરના મસ્તિક માટે તત્પર થઇ રહ્યો. ઉપર કહ્યા પ્રમાણે શંકરને સમાધિવશ થતાં, કાપાલિક મસ્તિક કાપવા આવ્યો અને કાપવા જતાં ખડ્ગ સ્થિર થઇ ગયું ! ! કારણ કે પદ્મપાદ, નૃસિંહાવતાર-ધારી, હિરણ્યકશ્યપુ દૈતરૂપી કાપાલિકને મારવા અવતર્યો હતો ! અને તેથી શ્રી શંકરપર ઉગામાયલું ખડ્ગ કાપાલિકનાંજ મસ્તિકના લોહિનું આસ્વાદન ચાખવા ભોક્તા થઇ પડયું ! કેટલું બધું આશ્ચર્ય ! !

આવી રીતે મુસાફરી કરતા શ્રી શંકર ગોકર્ણક્ષેત્રમાં આવી પહોંચ્યા, અને ત્યાંથી નીકળી શીવલી નામનાં ગામમાં પોતાનાં શિષ્યો સાથે આવ્યા. અહિંઆ એક વાત એવી છે કે ત્યાંના પ્રભાકર નામના માણસનો એકનો એક છોકરો ગાંડો થઇ ગયલો લોકો માનતા હતા. કારણ કે તેને સંસાર કુમળી યૌવનાવસ્થાથીજ શુષ્ક જેવો લાગતો હતો. માટે તે મૌનધારી મૂઢ જેવો વિચારમાં બેસી રહેતો. તેનો પિતા પ્રભાકર પુત્રને શંકર આગળ લાવી બોલ્યો કે "મહારાજ મારો આ પુત્ર કોણ જાણે કેમ છેક જડભરત જેવો થઇ ગયો છે, તેને પાછો તેની પોતાની સ્થિતિમાં લાવો. હજી તો તેને ૧૩ વર્ષની વય થયલી

છે. આ સાંભળી શ્રી શંકરે, એ છોકરાને પાસે બોલાવી પ્રશ્ન કર્યો કે તું કોણ છે? કોનો પુત્ર છે? ક્યાં જવાનો છે? તારૂં નામ શું? તું ક્યાંથી આવ્યો છે? આ બધા પ્રશ્નનો હે બાલક, તું પ્રત્યુત્તર આપ. તું મારી પ્રિતિ વધારનાર છે. તે બોલ્યો.

**नाहं मनुष्यो न च देवयक्षो न ब्राह्मण क्षत्रिय वैश्य शूद्राः ।**
**न ब्रह्मचारी न गृही वनस्थो भिक्षुर्न चाहं निजबोधरुपः ॥**

**તાત્પર્ય:**—"હું મનુષ્ય નથી, દેવ નથી, યક્ષ નથી, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય શૂદ્ર પણ નથી. તેમજ બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા ભિક્ષુ (સન્યસ્ત) નથી; (ફક્ત) સચ્ચિદાનંદ સ્વસ્વરૂપ છું."

શ્રી શંકરાચાર્ય આ સાંભળી ઘણા પ્રસન્ન થયા અને પુછ્યું કે તું આવો જડ જેવો કેમ લાગે છે? એનાં પ્રત્યુત્તરમાં એણે 'બાર' શ્લોકથી નિષ્પ્રપંચ આત્માનાં તત્વનું યથાસ્થિત નિરૂપણ કર્યું. આ બાર શ્લોકો હજી પણ 'હસ્તામલક' એ નામથી પ્રસિદ્ધ છે. અને એ બાળક પણ 'હસ્તામલક' નામધરી શ્રી શંકરનો શિષ્ય થયો. એ ઉપરાંત શ્રી શંકરે શ્રૃંગગિરિપર 'શારદા' દેવીનું સ્થાપન કર્યું. આ સ્થળમાં 'તોટકાચાર્ય' પાછળથી ગુરૂ થયો.



## પ્રકરણ ૩ જું.

## છેલ્લા દિવસો તથા જગદ્‌ગુરૂ પદ્વી ધારણ કરી ધર્મરક્ષણ માટે ચાર મઠોની યોજના.



હવે માતાને આપેલા અભય વચન પાર પાડવાનો સમય પાસે આવતો જાય છે. શ્રી શંકરની જીંદગીનો આ એક હૃદયદ્રાવક પ્રસંગ છે. પોતાના શિષ્યોને શ્રૃંગેરીમાં મુકી, તેઓ કલદી તરફ ચાલી નીકળ્યા. કારણ કે એમણે પોતાની માતાની અતિશય બિમારી વિષે સાંભળ્યું હતું. થોડાક દિવસમાં 'કલદી' આવી પહોંચ્યા અને ત્યાં જઇ પોતાની માતુશ્રીનાં શયન ગૃહમાં પ્રવેશ કરતાં તેની વ્યાધિગ્રસ્ત વિષમ સ્થિતિ જોઇ આર્દ્ર થઇ ગયા. પૂર્ણ માનથી સાષ્ટાંગ દંડવત્ કર્યા અને તેની છેલ્લી વાચ્છના પૂર્ણ કરવા આજીજી કરી. માતાની ઇચ્છા ઇશ્વરભક્તિ તથા પુત્ર દર્શન સિવાય બીજી કંઇ નહી હોવાથી, શ્રી શંકરે શિવસ્તોત્ર બનાવી ગાઇ સંભળાવ્યું અને જીંદગીનું ઉંડુ તત્વજ્ઞાન સમજાવ્યું. આ બધું થઈ રહેતાં એમના માતા વિશિષ્ટા ભક્તિમાં લિન થઇ જઇ આ દુનીઆનો સ્વસ્થ-ચિત્તે ત્યાગ કરી વિષ્ણુ લોકમાં પધાર્યાં. હવે તેનો અગ્નિસંસ્કાર કરવાનું કામ શ્રી શંકરના શિરપર આવી પડયું અને 'અગ્રહારોએ' આ સ્મૃતિ વિરૂદ્ધ આચરણ લાગવાથી ના પાડી. આ પ્રસંગ ખરેખર કરૂણાજનક તથા વિષમ હતો. કારણ કે શંકર

પોતે સંન્યસ્ત દીક્ષામાં હોવાથી અગ્નિસંસ્કાર સાથે એમને લેપન નહિ અને જો તેઓ અગ્નિસંસ્કાર કરે તો સંન્યાસીના વસ્ત્રમાં મહા પાતકી ગણાય. આ વિષમ પ્રશ્નનું નિરાકરણ કરવાને, પોતાનાં સગાં વહાલાંને, શ્રી શંકરે માતુશ્રીના અગ્નિસંસ્કાર કરવા બહુ સમજાવ્યાં પરંતુ તેઓ એકના બે થયા નહિ. સદ્‌ગત સાક્ષર શ્રી ગોવર્ધનરામ-લખે છે તેમ "સ્વાર્થ જળનાં માછલાંથી પરમાર્થ બુદ્ધિની કળા ન કળાઇ તે નજ કળાઇ" એટલુંજ નહિ પરંતુ શબને સ્મશાન ભૂમિપર લઇ જવા તેમજ તેને માટે કાષ્ટ આપવા પણ ના પાડી. આવા બારીક સમયમાં શ્રી શંકરે સ્વાશ્રય લીધો અને કોઇની પણ દરકાર કર્યા સિવાય ઘરનાં પાછલા વાડામાં ચિતા ખડકી, માતાના જમણા હાથને પોતાના હસ્ત સાથે ઘસી અગ્નિ પ્રગટાવી અગ્નિસંસ્કાર કરી માતૃઋણ અદા કર્યું. અને આવું અધમ કાર્ય કરવામાં પોતાનું કુટુંબ પ્રવૃત્ત રહ્યું તેથી તેને શાપ આપ્યો અને ત્યાંના રાજાને મળી બંદોબસ્ત કરાવ્યો કે તેઓ વેદનું અધ્યયન કરી શકે નહિ; સંન્યાસી નોતરી શકે નહી તથા પોતાનાં આંગણાંમાં એક ભાગ જુદો કાઢી મૃત્યુ પામેલાને ત્યાંજ ટુકડે ટુકડા કરી બાળે ! આને પરિણામે હજી પણ નમ્બુદ્રિઓમાં કેટલાંકથી વેદો ભણાતાં નથી, તેમજ તેઓમાં ઘરના આંગણામાં શબ બાળવાનો કૂરાચાર નજરે પડે છે.

પછી શ્રી શંકર શૃંગેરી તરફ પાછા ફર્યા અને પોતાના શિષ્યો સાથે પૂર્વ તરફ ચાલી નીકળ્યા. અને અદ્વૈત મત પ્રવર્તાવતા ગયા. 'પૂરી' આગળ તેમણે 'ગોવર્ધન' મઠ સ્થાપ્યો. કાંજીવરમ આગળ શક્તિની પૂજાનો સમારંભ વિશેષ હતો ત્યાં આવી આ મતનાં શીકલાં તોડી પાડયાં.

હવે દક્ષિણમાં ફરી તેઓ ઉત્તર તરફ ચાલ્યા અને ઉજ્જન આવ્યા. ત્યાં ભૈરવ પંથ ધમધોકાર ચાલતો હતો ત્યાંનો મુખ્ય અનુયાયી 'ક્રકચ' સ્હામો થયો પરંતુ શ્રી શંકરના વાદ સ્હામે તે ટકી શકયો નહિ. પછી ગુજરાતમાં થઈ તેઓ દ્વારિકાંમાં આવ્યા અને ત્રીજો શારદામઠ સ્થાપ્યો. પછી ગંગાને કિનારે મુસાફરી કરી છેવટે વિદ્યાની પરીક્ષાનું છેલ્લુ ધામ જીતવા તેઓ કાશ્મીર ગયા અને ત્યાં સર્વજ્ઞ પીડપર આરોહણ કર્યું. ત્યાંથી નીકળી આખા ભરત ખંડમાં અદ્વૈતમતનો ઝુંડો ઉડાવતા તેઓ 'કામરૂપ અને ગોહિત' માં આવ્યા, અને આસામનાં 'શાક્ત ટીકાકાર' અભી નવ ગુપ્તપર વિજયનો વાવટો ઉડાવ્યો. એનાથી પોતાની નામોશી સહન થઇ શકી નહિ. તેથી એણે શંકરપર મલીન વિદ્યા (BLACK MAGIC) વાપરી લોહિ ઓકતા કર્યા. થોડાક વખત તેમને આરામ થવા જેવું લાગ્યું. આં સમયમાં તેઓ બદ્રિ ગયા અને ત્યાં નારાયણનું મંદીર બંધાવ્યું. અને ત્યાંથી કેદારનાથ આવ્યા અને અહિં તેમણે '**तप्त तोया**' ઉના પાણીનો ઝરો પ્રગટાવ્યો.

આ પ્રમાણે ચાર દિશામાં વેદધર્મરક્ષણ અર્થે શ્રી શંકરે પોતાના ચાર શિષ્યોને અધ્યક્ષ બનાવી ચાર મઠો સ્થાપ્યા-પૂર્વ દિશામાં જ્યોતિર્મઠ અધ્યક્ષ તોટકાચાર્ય; પશ્ચિમ દિશામાં શારદા મઠ, અધ્યક્ષ સુરેશ્વરાચાર્ય; ઉત્તર દિશામાં ગોવર્ધન મઠ, અધ્યક્ષ પદ્મપાદ; અને દક્ષિણ દિશામાં શૃંગેરી મઠ, અધ્યક્ષ હસ્તામલક.



## પ્રકરણ ૪ થું.

## અવસાન અને તત્ત્વજ્ઞાન નિરૂપણ.

માધવના મત પ્રમાણે શ્રી શંકરાચાર્યે બત્રીસ વરસની કુમળી વયે ઇ. સ. ૮૨૦માં કૈલાસગમન કર્યું. એમના કૈલાસ ગમનથી પૃથ્વીપર શોકની છાયા છવાઇ રહી: પરંતુ એમની અમર કીર્તિનો અક્ષય્ય વારસો તથા એમની ફીલસુફીનો અણખુટયો ભંડાર પૃથ્વી પર હંમેશને માટે ચીરંજીવ રહ્યો.

પ્રિય વાંચક, આ પ્રમાણે શ્રી શંકરાચાર્યનાં જીવન વૃતાંતની ટૂંક રૂપરેષા થઇ રહી. પરંતુ એમનું કાર્ય ભગીરથ હતું. આવી બત્રીસ વર્ષની ટૂંક મુદતમાં શ્રી શંકરે ધારેલું લક્ષ્ય પાર પાડ્યું, એ કાંઇ ઓછી વાત ન કહેવાય. એમનો શ્રીમત પરમહંસ પરિવ્રાજકાચાર્ય ભગવદ્ પૂજ્યપાદ જગદ્ગુરૂનો અક્ષય્ય વારસો હજી જેવોને તેવો અખંડીત રહી ઝળહળે છે! અને એનું નામ માત્ર સાંભળતાં આર્યના હૃદયમાં નવીન રક્ત વહે છે. આનું કારણ માત્ર એમનું ઉંડુ તત્વજ્ઞાન ( Deep Philosophy ) અને ભગીરથ પ્રયત્ન. આ તત્ત્વજ્ઞાન એમણે શ્રુતિની એક પંક્તિદ્વારા સમજાવ્યું છે.

**एकमेवाद्वितीयं ब्रह्म नेहना नास्ति किंचन ।**

ફક્ત એકજ અદ્વિતીય બ્રહ્મ છે. બીજું કંઇ નથી. આ પંકિતપર ટીકા કરતાં એઓશ્રી જણાવે છે કેઃ વેદાંતનો આ સિદ્ધાંત ખરો છે તેમ છતાં પણ ભેદભાવ પ્રતિત થાય છે. આનું કારણ 'અધ્યાસ' છે. **अतास्मिन् तद्बुद्धि अध्यासः । यथा शुक्तौ रजतबुद्धिः यथा वाऽऽत्मन्यनात्मबुद्धिः** । સારાંશ છે કેઃ વસ્તુ ખરી નથી પરંતુ અજ્ઞાન પડદાથી તેનું ભાન થાય છે. દાખલા તરીકે સીપાણીમાં રૂપું નથી પરંતુ રૂપું લાગે છે; તેમ જ અવિચ્છિન્ન આત્મા અનાત્મા જણાય છે. એમના તત્ત્વજ્ઞાનનો ટુંક સારઃ ' **ब्रह्म सत्यं । जगद्मिथ्या** છે અને જ્યારે **अहं ब्रह्मास्मि** । એ પરિપૂર્ણ રીતે સમજાય છે ત્યારે જ ઉપલાં તત્ત્વો ખરાં સમજાય છે. એમની ફીલસુફી ' માયા, અને અવિદ્યા રચાયલી છે.' અને તેના આધારે તેઓ દર્શાવે છે કે આ જગતમાં બ્રહ્મ સિવાય બીજું કંઇ ખરૂં નથી. માનુષીય આત્મા ( Soul ) તથા મહાન આત્મા ( The Supreme Soul ) એકજ છે; અને જેમ અગ્નિમાંથી નીકળતો ધુમાડો, અગ્નિશિખા અમુક વખતસુધી સંતાડી રાખે છે, તેમ અજ્ઞાનને લીધે માયા-ભ્રમ થાય છે. અને તેથી જગતના બનાવો ખરાં લાગે છે.

## केवलाद्वैतवाद–मायारहस्यम् .

હવે આપણે શ્રીશંકરાચાર્યનાં મત પ્રમાણે વેદાંતનું નિરૂપણ કરીએ.

શ્રીશંકરાચાર્યનો મત **'केवलाद्वैत'** નામથી પ્રસિદ્ધ છે; કારણકે એમાં જીવ અપરબ્રહ્મ અને પરબ્રહ્મની ઐક્યતા સ્વિકારાયલી છે. *

(૧) બ્રહ્મસ્વભાવઃ—બ્રહ્મ કેવલ એક જ છે. **एकमेवाद्वितीयं ब्रह्म ।** અને એ **सच्चिदानंद** અથવા **नित्यशुद्धबुद्धमुक्तस्वभावः** અને **कूटस्थः** નામે ઓળખાય છે. વળી એને ગુણો અથવા વિશેષણો લાગુ પાડી શકાતા નથી; કારણકે એ નિર્ગુણ-ગુણરહિત્ છે. આ દુનીઆ કે જે માયાવત્ છે તેની સાથે એને કંઇપણ લેપન નથી. (૨) જગતનું પ્રથમ કારણ સ્વભાવઃ-જેનાથી દુનીઆ ઉદ્‌ભવે છે તે **अपरब्रह्म** નામથી ઓળખાય છે. કેટલીક વાર એ **हिरण्यगर्भः** પણ કહેવાય છે; અને એ સગુણ તથા સર્વજ્ઞ હોઈ, આ દુનીઆનો ઉત્પાદક, નિયંતા તથા વિનાશક બને છે. કલ્પની આખરે-વિશ્વવિનાશ સમયે આ દુનિયા પાછી પરબ્રહ્મમાં સંકેલાઇ જાય છે (૩) જીવ સ્વભાવઃ—ખરૂં જોતાં જીવ અને બ્રહ્મ એકજ છે, **'तत्त्वमसि'** તું તે છે-જીવ બ્રહ્મ છે. આ સૂત્ર જીવ અને પરમાત્માનું ઐક્ય સાધે છે. આપણને જીવનું બ્રહ્મથી જુદાપણું ભાસે છે, કારણકે એ ઉપાધિગ્રસ્ત છે, જ્યારે આ ઉપાધિ, સત્યજ્ઞાનથી દૂર કરાય છે ત્યારેજ જીવબ્રહ્મની ઐક્યતા સધાય છે. જીવ અંગુષ્ઠ માત્ર છે. **( अंगुष्ठमात्रः पुरुषो मध्य आत्मनि तिष्ठति. )** (૪) જગત્ સ્વરૂપઃ-જગત્ માયાગ્રસ્ત હોઇ. અસત્ય છે; પરંતુ વ્યાવહારિકાવસ્થામાં સત્ય ભાસે છે. માયામા ઓતપ્રોત થઇ અસંખ્ય જીવો ઉદ્‌ભવે છે અને લય પામે છે. પદાર્થો ( objects ) તેમજ વિશિષ્ટ વિજ્ઞાન ભાવો ( specific cognitions ) ખરૂં જોતાં સત્ય નથી. કારણ કે બન્ને માયાગ્રસ્ત છે. બુદ્ધનો 'વિજ્ઞાનવાદ' શંકાસ્પદ નથી એમ નથી. કારણ કે બાહ્ય પદાર્થો પણ વિજ્ઞાન ક્રિયાઓની ( cognitional acts ) માફક થોડોક સમય સત્ય ઠરે છે; અને તેથી પદાર્થો અસત્યજ છે. એટલુંજ નહિ પણ વિજ્ઞાનભાવો ( cognitions ) પણ અસત્યજ છે. (૫) મુક્તિસ્વભાવઃ—**(अ) जीवन्मुक्तिः (ब) क्रममुक्तिः** જીવન્મુક્તિ આત્મા અને પરબ્રહ્મની ઐક્યતામાં સમાયલી છે. ક્રમમુક્તિથી જીવ 'દેવયાન' ( દેવમાર્ગથી ) બ્રહ્માસૃષ્ટિમાં જાય છે અને પ્રલય સમયે પરબ્રહ્મમાં લીન થઇ જાય છે. (૬) મુક્તિ મેળવવાનું સાધનઃ-મુક્તિ મેળવવાનું સાધન **'तत्त्वमसि' 'अहं ब्रह्मास्मि'** આદિ શ્રુતિ પ્રણવ સૂત્રોનું પઠન અને સત્યજ્ઞાન છે. નિત્યકર્મો ફક્ત ચિત્ત શુદ્ધિ અર્થેજ છે; અને એ બ્હારથી આવતી અડચણો ને દૂર કરવામાં સાધનભૂત છે. ઉપાસનાથી જીવન્મુક્તિ મેળવી શકાતી નથી. કારણ કે ઉપાસનામાં કર્તા અને કર્મનો ભેદ સમાયલો છે. માટે સંસારચક્રનો ફેરો ટાળવાનું સાધન શ્રુતિ છે. વેદનાં જ્ઞાનકાણ્ડમાં પણ **ईश्वर-जगत् संबंध** અને **परब्रह्म स्वभाव** વર્ણવેલા છે. માટે પરબ્રહ્મ સાક્ષાત્કાર કરાવનારાં સૂત્રોનાં નિદિધ્યાસથી મુક્તિ

---

* **"अद्वैतं द्वयोर्न त्रयाणामिति चेन्न ॥ अद्वैत शब्दस्त्वैक्य वाचकः ॥ न तु केवलद्वैत व्यतिरिक्त त्रेतादि वाचकः ॥"**

"કોઈ કહે કે દ્વિ એટલે બે-તે બેનું અદ્વૈત થાય; પણ ત્રણનું અદ્વૈત ન થાય તો તે કહેવું અયથાર્થ છે. કારણ અદ્વૈત એ શબ્દ માત્ર ઐક્યવાચક છે; માત્ર દ્વૈતનો વ્યતિરિક્ત કરી ત્રેતાદિકનો વાચક એ શબ્દ નથી."

સ૦ ચં૦ ભા૦ ૩. સંસ્કૃત પ્રકરણ.
( ગો૦ મા૦ ત્ર. )

સધાય છે. (૭) કર્મજ્ઞાન સંબંધ:-નિષ્કામ કર્મથી જ્ઞાન ઉદ્ભવે છે અને તેથી તે, જ્ઞાનનાં ગૌણપક્ષે છે, ફકત 'સત્યજ્ઞાનથી'જ મુક્તિ મેળવાય છે; અને કર્મો તો સાધનરૂપ છે; અને આનેજ પરિણામે 'જીવન્મુકત' અથવા 'સ્થિતપ્રજ્ઞ' નિષ્કામ કર્મો કર્યા જાય છે.

**"सर्वज्ञस्येश्वरस्यात्मभूत इवाविद्याकाल्पिते नामरूपे तत्त्वान्यत्वाभ्यामनिर्वचनीये संसारप्रपञ्च बीजभूते सर्वज्ञस्येश्वरस्य मायाशक्तिः प्रकृतिरिति च श्रुतिस्मृत्योरभिलप्येते"। ब्र. सू. भाष्य. २।१।१४.**

(ભાવાર્થ:—સર્વજ્ઞબ્રહ્મનાં જાણે આત્માવસ્થિત અવિદ્યા-અજ્ઞાનથી ઉપસ્થિત થતાં નામરૂપો, જેઓની 'સત્ (બ્રહ્મ) અથવા સત્ વ્યતિરિકતત્વ' એવી વ્યાખ્યા થઇ શકતી નથી, તથા જેઓ આ સંસાર પ્રપંચનાં બીજભૂતો છે-તેઓ શ્રુતિસ્મૃતિઓમાં 'માયા' 'શક્તિ' અને 'પ્રકૃતિ' એવા નામથી ઓળખાય છે.)

**माया रहस्यम्:**—ઇશ્વરથી ઉદ્ભવેલી માયા, જીવનસૃષ્ટિમાં રચી-પચી રહેલી છે, અને તે ભેદ ઉત્પન્ન કરે છે; અને નામ આકાર વિગેરેથી ઓળખાય છે, બ્હારથી ભેદમય દેખાતાં અસંખ્ય જીવોમાં, બ્રહ્મનું એકજ ચૈતન્ય છે, પરંતુ ઈશ્વરનો શરિર સાથે સંબંધ થતાં-ઉપાધિગ્રસ્ત થતાં-માયા ઉદ્ભવે છે. ઉપાધિગ્રસ્ત જીવો અને માનસિક કાર્યો (mental functions) જેનાથી આપણા અનુભવમાં, એક જીવ બીજાથી જુદો મનાય છે, તે માયાનું પરિણામ છે. અજ્ઞાનિ (ઉપાધિગ્રસ્ત હોવાથી) જીવો, માયાના પંઝામાં સપડાયલાં હોવાથી, સત્ય વસ્તુ જોઇ શકતાં નથી; અને તેથીજ તેઓ આત્માનો પરબ્રહ્મ સાથેનો ઐકયભાવ (oneness) ભૂલી જાય છે, અને આનેજ પરિણામે તેઓ, શરિરની આત્મા સાથેની 'ઐકયતા' સ્વીકારે છે; અને તેથી તેઓ, પોતાનાં શરિરમાં, ઇંદ્રિયોમાં અને આંતરિંદ્રિય-મનસ્‌માં સત્ય શોધતાં માલૂમ પડે છે. સૃષ્ટિનાં મહાપ્રલય સમયે જ્યારે પરબ્રહ્મ પોતામાં સૃષ્ટિ પાછી સંકેલી લે છે, ત્યારે આપણી સૃષ્ટિ (material world) અજ્ઞાત-માયામાં (non-distinct) સમાઇ જાય છે; અને અસંખ્ય જીવો તે સમયને માટે ઉપાધિથી વિમુક્ત થતાં, જાણે ભરઉંઘમાં પડી ગયાં હોય એમ લાગે છે. પરંતુ તેમના કર્મનાં ફળો ભોગવવાનાં બાકી રહેલાં હોવાથી, જ્યારે પરમાત્મા (Lord) સૃષ્ટિ પાછી સૃજે છે ત્યારે તેઓને નવા દેહધારી થઇ જન્મવું પડે છે, અને પાછો જન્મ, મરણ કર્માદિ ક્રમ શરૂ થઇ જાય છે: અને આ પ્રમાણે અનાદિકાળપર્યંત જીવનક્રમ વહ્યાં કરે છે.

ટૂંકમાં, માયાતિમિરનો પડદો દૂર થતાં, જ્ઞાનપ્રતિભા પ્રગટતાં 'જીવબ્રહ્મ' ની 'ઐકયતા' સધાય છે માટે જીંદગીનું તારતમ્ય એ છે કે:—

" To cast off the gross sheathes that surround the spirit within us, and to realise its identity with the supreme spirit. The chief means of attaining this end is the cultivation of true knowledge that is the study of the Vedanta and the incessent contemplation of its teachings. "

"આપણા અંદરના ચૈતન્યની આસપાસ જે મહાન્ આવરણો ( Sheathes ) વીંટળાયલા છે, તેને દૂર ફેંકી દેવાં, અને એનું અને પરમાત્માનું ઐકય થાય, એ દિશાએ પહોંચવું. આ ઉત્કૃષ્ટ દશાએ પહોંચવાનું સાધન સત્યજ્ઞાન છે. એટલે વેદાંતનું અધ્યયન અને તેનાં શિક્ષણનો સંપૂર્ણ નિદિધ્યાસ છે" આ મહાન્ આશા શ્રીજગન્નિયંતા વિભુની કૃપાથી ફળીભૂત થાઓ !! तथास्तु । ॐ शान्तिः शान्तिः शान्तिः ।

## પરિશિષ્ટ अ.



કોઈ મને પ્રશ્ન પુછશે કે 'શ્રી શંકરનું' સૌથી અગ્રણ્ય પુસ્તક કયું ? એના પ્રત્યુત્તરમાં એમનું 'પારાશર્ય વ્યાસ' પ્રણિત ( બાદરાયણ વ્યાસ પ્રણિત ) બ્રહ્મસૂત્રભાષ્ય, 'શારિરિક મિમાંસા' યા 'શાંકર ભાષ્ય' આપી શકાય. એ સિવાય શ્રીમદ્ભગવદ્ગીતા ભાષ્ય તેમજ સનત્સુજાતીયની ( મહાભારત પ્રકરણની ) ટીકા પ્રધાન પક્ષે છે. પરંતુ આ તેમજ તેમના બનાવેલાં અન્ય ગ્રંથોમા પણ 'બ્રહ્મસૂત્ર ભાષ્ય' એમનાં તત્ત્વજ્ઞાનની ઉંડી ખાણ છે: અને એમાંજ એમનું વેદાંત નિરૂપણ અન્યાગોચર છે. આ વેદાંતનો ટૂંક સાર નિચેની પંક્તિમાં એક વિદ્વાને લખ્યો છે:—

**श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रन्थ कोटिभिः ।**
**ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैवः नापरः ॥**

અથવા જો ફકત એકજ નાનકડી કારિકામાં જેમ **उद्दालक आरूणि** પોતાના પુત્ર **श्वेतकेतुने छांदोग्य उपनिषद्**માં સદ્બોધે છે તેમ '**तत्त्वमसि**' ( તું તે છે )માં સમાય જાય છે, અર્થાત્ જીવ અને **ब्रह्म** એકજ '**एकमेवाद्वितीयं**' છે. આ મત અદ્વૈત મત નામે ઓળખાય છે. આજ અદ્વૈત મતને ગૌણ પક્ષે લઇ રામાનુજાચાર્યે 'વિશિષ્ટ અદ્વૈત' સ્થાપ્યો છે.

( The doctrine of Unity with attributes or monism with a difference. )

इत्योम् इंतिशम् ।
( उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत )

## પરિશિષ્ઠ (ब).

### શ્રી શંકરાચાર્ય જન્મ તથા સ્વધામગમન સંવત્સર નિર્ણય.

શ્રી શંકરાચાર્યનાં જન્મવર્ષ વિષે વિદ્વાનોમાં ઘણો મતભેદ ચાલે છે. આ મતભેદમાં બે મતો મૂખ્ય છે. (અ) પ્રો. બી. એન. પાઠકનો અભિપ્રાય. (બ) જસ્ટીસ કે. ટી. તેલંગનો અભિપ્રાય. પરંતુ ચાલુ મત પ્રમાણે પ્રો. પાઠકનો અભિપ્રાય ઘણે અંશે સત્ય છે. માટે અત્ર સ્થળે ફકત એમનોજ અભિપ્રાય કારણસહ દર્શાવવો ઉચિત ધાર્યો છે.

પ્રો. પાઠકને ( જુઓ. Indian Antiquity Vol. XI 1882) શ્રીશંકરાચાર્યનાં જન્મવર્ષ તથા કૈલાસગમનવર્ષ પર પ્રકાશ નાંખતો હસ્તલિખિત એક, ફકત ત્રણ પાનાનો લેખ ( ગોવિંદ ભટ્ટની માલિકિનો ) મળી આવ્યો છે. આ લેખ બાળબોધ લિપિમાં છે તેમાં નિચે પ્રમાણેની પંકિતઓ છેઃ—

**दुष्टाचार विनाशाय प्रादुर्भूतो महीतले । स एव शंकराचार्यः साक्षात्कैवल्यनायकः ॥ निधिनागेभवह्नयब्दे[1] विभवे शंकरोदयः । अष्टवर्षे चतुर्वेदान् द्वादशे सर्वशास्त्रकृत् ॥ षोडशेकृतवान् भाष्यं द्वात्रिंशे मुनिरभ्यगात् ॥ कल्यब्दे चन्द्रनेत्रांकवह्नयब्दे[2] गुहाप्रवेशो । वैशाखे पूर्णिमायां तु शंकरः शिवतामगात् ॥**

આ પંક્તિ ઉપરથી પ્રો. પાઠક શ્રી શંકરાચાર્યનું વર્ષ નિર્ણીત કરે છે. તે નિર્ણય આ પ્રમાણે છેઃ—જન્મવર્ષ શક સંવત ૭૧૦ અથવા ઇ. સ. ૭૮૮ અને સ્વધામગમન વર્ષ શક. સં. ૭૪૨ અથવા ઈ. સ. ૮૨૦. પ્રોફેસર મેકસમુલર ( Max Mullar ) પણ આ સંવત્સરને અનુમોદન આપે છે. ( જુઓ India what can it teach us) અને આ અભિપ્રાય ટાઇટકૃત ( Tiete-History of Ancient Religions માં સિદ્ધ કરેલા સંવત્સરને મળતો આવે છે.

પ્રો. તેલંગના અભિપ્રાય પ્રમાણે (જુઓ Indian Antiquity Vol Xiii 1884) છઠ્ઠા સૈકામાં ( ઇ. સ. ૫૯૦ વર્ષ પછીનું ) શંકરાચાર્યનું જન્મ વર્ષ લેખાય છે.

## પરિશિષ્ઠ ( क ).

### આદ્ય શંકરાચાર્ય પ્રણિત ગ્રંથો.

| | | |
|---|---|---|
| ૧ બ્રહ્મસૂત્રભાષ્ય. | ૨ દશોપનિષદ્ ઉપરનું ભાષ્ય. | ૩ ગીતાભાષ્ય. |
| ૪ કેનોપનિષદ્ ઉપર બે ભાષ્ય છે. એક પદભાષ્ય અને બીજું વાકયભાષ્ય. | ૫ શ્વેતાશ્વેતર ઉપનિષદ્ ઉપર ભાષ્ય. | ૬ સનત્સુજાતીય ઉપર ભાષ્ય. |
| ૭ નૃસિંહ તાપનીય ઉપર ભાષ્ય. | ૮ ગાયત્રી ભાષ્ય. | ૯ ઉપદેશ સાહસ્ત્રી. |
| ૧૦ શત શ્લોકી. | ૧૧ વિષ્ણુ સહસ્ત્રનામ ઉપર ભાષ્ય. | ૧૨ અપરોક્ષાનુભૂતિ. |
| ૧૩ સ્વાત્મનિરૂપણ. | ૧૪ વિવેક ચૂડામણી. | ૧૫ દક્ષિણામૂર્તિસ્તવ. |

૧. निधिनागेभवह्नयब्दे=૩૮૮૯ કલિયુગનું વર્ષ.

( આમાં દરેક શબ્દ અંકસૂચક છે. અને તેથી જમણા હાથથી અંક માંડતા. કલિયુગનું વર્ષ સૂચવાય છે. નિધિ નવ છે; નાગ આઠ છે ( આઠ દિશાનાં દિગ્ગજો ), ઇભ.=૮. વહ્નિ ત્રણ છે. )

૨. चंद्रनेत्रांकवह्नयब्दे=૩૯૨૧ કલિયુગનું વર્ષ. ઇતી

( ચંદ્ર એક છે, નેત્ર બે છે, અંક નવ છે, વહ્નિ ત્રણ છે. ) શાલિવાહનના શકના પ્રારંભથી ગણતાં કલિયુગના આજ સુધીમાં ૩૧૭૯ વર્ષ થાય છે.( ચાલુ શા. શક ૧૮૩૯ અને કલિયુગનાં ૫૦૧૮ વર્ષ વીત્યાં છે; માટે ૫૦૧૮-૧૮૩૯=૩૧૭૯ ). માટે

૩૮૮૯—૩૧૭૯=૭૧૦ શાલિ. શક. શંકર જન્મવર્ષ.

૩૯૨૧—૩૧૭૯=૭૪૨ ,, શંકર કૈલાસગમન વર્ષ.

આ વર્ષોમાં ૭૮ ઉમેરતાં ઈ. સ. સંવત ગણી શકાય.

૧૬ આત્મષટ્ક.
૧૭ ગોવિંદાષ્ટક.
૧૮ વિજ્ઞાન નૌકા.
૧૯ મનીશા પંચક.
૨૦ સાધન પંચક.
૨૧ તત્ત્વાનુસંધાન.
૨૨ પ્રબોધ સુધાકર.
૨૩ અદ્વૈત કૌસ્તુભ.
૨૪ વેદાંત મુકતાવલિ.
૨૫ વેદાંતસાર.
૨૬ હરિમિડે-હરિસ્તુતિ.
૨૭ આત્મબોધ.
૨૮ મહાવાકય વિવરણ.
૨૯ તત્ત્વબોધ.
૩૦ મહાવાકય વિવેક.
૩૧ વાકયવૃત્તિ દર્પણ.
૩૨ વાકયવૃત્તિ મધ્યમ.
૩૩ વાકયવૃત્તિ લઘુ.
૩૪ આત્મચિંતન.
૩૫ રત્નપંચક.
૩૬ વિવેકાદર્શ.
૩૭ પંચીકરણ.
૩૮ સિદ્ધાંતસિંધુ.
૩૯ સૌંદર્ય લહરી.
૪૦ આનંદ લહરી.
૪૧ વિષ્ણુપાદાદિ કેશાંત વર્ણન સ્તોત્ર.
૪૨ શિવ સ્તોત્ર.
૪૩ શિવ સર્વોત્તમ સ્તોત્ર.
૪૪ લલિતા સ્તવરાજ.
૪૫ દત્તાત્રેય સહસ્ર નામાવલિ.
૪૬ મહાલક્ષ્મી શકિત યોગ માયા ભવાની સ્તોત્ર.
૪૭ અંબાષ્ટક.
૪૮ પાંડુરંગાષ્ટક.
૪૯ શિવનામાવલ્યાષ્ટક.
૫૦ કાલભૈરવાષ્ટક.
૫૧ અચ્યુતાષ્ટક.
૫૨ કૃષ્ણાષ્ટક.
૫૩ જગન્નાથાષ્ટક.
૫૪ યમુનાષ્ટક.
૫૫ યમુનાષ્ટક.
૫૬ ધન્યાષ્ટક.
૫૭ શિવરામાષ્ટક.
૫૮ ગંગાષ્ટક.
૫૯ ત્રિવેણી સ્તવ.
૬૦ નર્મદાષ્ટક.
૬૧ યમુનાષ્ટક (બીજુ)
૬૨ મણિકર્ણિકાષ્ટક.
૬૩ ભૈરવાષ્ટક.
૬૪ શારદાસ્તુતિ.
૬૫ શિવ સ્તોત્ર.
૬૬ ચંદ્રશેખર સ્તોત્ર.
૬૭ વિઠ્ઠલ સ્તોત્ર.
૬૮ રામલક્ષ્મણ સ્તોત્ર.
૬૯ નીલકંઠ શૈવ સંવાદ.
૭૦ વેદાંતસાર શિવસ્તવ.
૭૧ અપરાધ ભંજન સ્તોત્ર.
૭૨ કૃષ્ણ તાંડવ.
૭૩ કામાક્ષ્યાષ્ટક.
૭૪ રાજયોગ.
૭૫ ષટ્પદી.
૭૬ એક શ્લોકી.
૭૭ એક શ્લોક.
૭૮ ત્રિશ્લોકી.
૭૯ ચતુઃશ્લોકી.
૮૦ મનીશા પંચક.
૮૧ આત્મ પંચક.
૮૨ સાધન પંચક.
૮૩ કૌપીન પંચક.
૮૪ કાશી પંચક.
૮૫ વૈરાગ્યપંચક.
૮૬ શિવ માનસ પૂજા.
૮૭ શિવ માનસ પૂજા (બીજી).
૮૮ વિષ્ણુ માનસ પૂજા.
૮૯ ચતુષ્ષષ્ટયોપચાર ભવાની માનસ પૂજા.
૯૦ ભગવત્માનસ પૂજા.
૯૧ નિર્વાણ શતક.
૯૨ સપ્ત શ્લોકી ગીતા.
૯૩ નિર્વાણ દશક.
૯૪ સદાચાર [મોટો ગ્રંથ છે].
૯૫ ચર્પટ પંજરી.
૯૬ દ્વાદશ પંજરિકા.
૯૭ આત્માનાત્મવિવેક.
૯૮ અદ્વૈતાનુભૂતિ.
૯૯ બાલબોધિની.
૧૦૦ હરિનામાવલિ.
૧૦૧ બ્રહ્મનામાવલી.
૧૦૨ પ્રશ્નોત્તર નામાવલી.
૧૦૩ નક્ષત્ર માળા.
૧૦૪ નિગમ ચૂડામણી.
૧૦૫ મોહમુદ્ગર.
૧૦૬ યતિ પંચક.
૧૦૭ કાશિકા સ્તોત્ર.
૧૦૮ વિષ્ણુ નામાષ્ટક.
૧૦૯ શિવભુજંગ પ્રયાત સ્તોત્ર.
૧૧૦ શિવપંચાક્ષર સ્તોત્ર.
૧૧૧ શિવાપરાધ ક્ષમાપન સ્તોત્ર.
૧૧૨ અન્નપૂર્ણા સ્તોત્ર.
૧૧૩ દેવ્યાપરાધ ક્ષમાપન સ્તોત્ર.
૧૧૪ ત્રિપુર સુંદરી સ્તોત્ર.
૧૧૫ નારાયણ સ્તોત્ર.
૧૧૬ લક્ષ્મી નૃસિંહ સ્તોત્ર.
૧૧૭ યોગ તારાવલી
૧૧૮ અમરૂ શતક.

# પ્રકીર્ણ નોંધ.

## अ.

**વેદથી આરંભીને સૂત્રકાળપર્યંત તત્ત્વજ્ઞાન વિકાસક્રમ–રૂપરેખાઃ—**

સંસ્કૃત સાહિત્યનાં બે મોટા ભાગ પાડી શકાય. (૧) વૈદિક સાહિત્ય (૨) વેદ સિવાયનું સાહિત્ય અથવા વેદ પછીનું સાહિત્ય—

વૈદિક સાહિત્યનાં સાધારણ રીતે ત્રણ ભાગ પાડી શકાય. (૧) મન્ત્ર અથવા સંહિતા સમય. (૨) બ્રાહ્મણ સમય. (૩) સૂત્ર સમય–પરંતુ પ્રો. મેક્સમુલર (Prof. Max Muller) ચાર વિભાગ પાડે છે. અને તેઓ ઉપનિષદ્ વિભાગ ત્રીજો ગણી, સૂત્રકાળ ચોથો જણાવે છે.

(૧) મન્ત્ર અથવા સંહિતા સમયઃ—પાશ્ચાત્ય પંડિતોનાં મત પ્રમાણે વેદકાળ ઈ. સ. પૂર્વે ૧૪૦૦–૧૫૦૦ સુધી ગણાય છે; અને આપણા મત પ્રમાણે એ કાળ ઈ. સ. પૂર્વે ૫૦૦૦ વર્ષ પછીનો લેખાય છે, મન્ત્ર અને બ્રાહ્મણ, શ્રુતિ નામથી ઓળખાય છે, અને સૂત્રો સ્મૃતિ નામથી સ્મરાય છે. વેદો ચાર છે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ. પ્રારંભમાં એટલે છંદસ્કાલમાં મંત્રો ઋષિદ્વારા (through seers) ઉદ્‌ભવ્યા હતા. ઋગ્વેદ આખો પ્રાર્થનારૂપ છે. કુદરતનાં ચિત્તાકર્ષક મનોહર દૈનિક બનાવોથી તથા પ્રસંગોપાત્ત ભીષણતાજનક દૃશ્યોથી ઋષિઓ આકર્ષાયા, અને જેમ એક દીપજ્યોત્ જોતાં એક બાળક પ્રેરાય છે તેમ તેઓ તેમનાં તરફ પ્રેરાયાં, અને તેથીજ તેમના ઉદ્‌ગારો પ્રસંગજનિત શોક યા મોહજનક ઉદ્‌ગારો છે. સુંદર બનાવોથી તેઓ હર્ષમાં આવી જતાં અને ભીષણ દૃશ્યોથી તેઓ ભયભીત થતાં અને તેથી તેઓ, વારંવાર થતા આવા બનાવોનો નિયોજક કોઈએક છે એમ જાણી, તથા આ બનાવોને (phenomenons) તેની કૃતિ સમજી, તેની પ્રાર્થના કરવા લાગ્યાં આખો ઋગ્વેદ પવિત્ર આર્યોનાં પ્રાર્થનાનાં ઉદ્‌ગારરૂપ છે. જુઓ. **कस्मै देवाय हविषा विधेम** । ( મં ૧૦।૧૦।૧૨૧ ).

યજુર્વેદનાં બે ભાગ છેઃ શુક્લ યજુઃ અને કૃષ્ણ યજુઃ સામવેદ ખાસ કરીને ઉદ્‌ગાતૃ માટે યજ્ઞ સંબંધિ મંત્રોનો છે. ઐતિહાસિક દૃષ્ટિબિંદુથી જોતાં અથર્વવેદ પાછળથી બનાવાયલો છે. એ બ્રહ્મવેદ અથવા બ્રાહ્મણનો વેદ પણ કહેવાય છે.

વેદમાં વ્યવહારિકમાંથી આધ્યાત્મિક, ઇંદ્રિયગોચરથી અતીંદ્રિય, માનુષીયથી અમાનુષીય અથવા દૈવિક વસ્તુ તરફ જતું આર્યોનું વલણ લક્ષ્યીભૂત થાય છે. ( જુઓ '**पुरुषसुक्त**' **मन्त्रो** ).

(૨) **બ્રાહ્મણ સમયઃ**—વખત જતાં યજ્ઞનો સમારંભ વધતો ગયો અને અમુક યજ્ઞ માટે અમુક મંત્રો એકજ જથામાં હોય તો ઠીક પડે એવા ઉદ્દેશથી 'બ્રાહ્મણ' રચાયાં. બ્રાહ્મણના ચાર ભાગ પાડી શકાય. (અ) વિધિ. (બ) અર્થવાદ. (ક) ઉપનિષદ્ અને (ડ) આરણ્યક. ઉપનિષદ્ અને આરણ્યક હિંદુ વિચારક્રમમાં એક ઉત્ક્રાંતિ-દર્શક છે એટલુંજ નહિ પણ તેઓમાં તે સમયનાં હિંદુઓનાં વ્યવહાર પણ જણાય છે. બ્રાહ્મણોમાં ગૃહસ્થ માટે યજ્ઞો પ્રધાનપક્ષે વર્ણવાયલાં છે, આરણ્યકમાં વાર્તારૂપ યજ્ઞો (allegorical sacrifices) અને ઉપનિષદ્‌માં સંન્યાસી માટેનાં તત્ત્વજ્ઞાનવાળાં (philosophic) વર્ણવાયલાં છે. આમાં, નિઃશ્રેયસ્ મેળવવાના ત્રણ જુદા જુદા રસ્તા બતાવાયલા છે.

(૧) કર્મ (૨) ઉપાસના અને (૩) જ્ઞાન.—

**उपनिषद्—( उप-नि-सद् )** છુપી સભાઓ ( secret sessions ), છુપાં સિદ્ધાંતો ( secret doctrines ), અને પવિત્ર જ્ઞાનવાળા પુસ્તકો ( sacred treatises ), ઉપનિષદોમાં જ્ઞાનકાણ્ડ વર્ણવેલો છે. તેઓ વારંવાર આ પ્રમાણે બોલાય છેઃ **इति रहस्यम । गुह्य आदेशः । परमं गुह्यं ।**

ઉપનિષદોના મુખ્ય તત્ત્વો ( kernels ) નીચે પ્રમાણે જણાવી શકાય.

(૧) આત્મા, આપણા શરિરમાં જ્ઞાતા છે. ( knowing subject ).

(૨) આત્મા જે જ્ઞાતા છે, તે જ્ઞેય પણ છે.

(૩) આત્મા એજ ખરી વસ્તુ છે. અને બાહ્યસૃષ્ટિનાં સર્વ સંખ્યાબંધ ભાવોમાં, એ એક માનસિક એક વસ્તુ છે (metaphysical unity in all empirical plurality).

(૩) સૂત્ર સમયઃ—સૂત્રો બે પ્રકારનાં છેઃ કર્મકાંડ સૂત્ર અને જ્ઞાનકાણ્ડ સૂત્ર.

કર્મકાંડ સૂત્રઃ—કલ્પ, શિક્ષા, છંદ, વ્યાકરણ, નિરૂક્ત અને જ્યોતિષ.

જ્ઞાનકાણ્ડ સૂત્રઃ—યોગ, ન્યાય, વેદાંત, અને સાંખ્ય—સૂત્રો.

સૂત્રો, વૈદિક સાહિત્ય અને વેદ પછીનાં સાહિત્ય વચ્ચેની સાંકળની એક કડીરૂપ છે. સૂત્રોનો સમય બુદ્ધ સમકાલિન એટલે ઈ. સ. પૂર્વે ૫૪૫ પછીનો છે.

આ પ્રમાણે સંસ્કૃત સાહિત્યનો વિકાસ થયો છે. ઋગ્વેદથી આરંભીને થયલાં ગ્રંથોમાં વિશ્વોત્પાદક કોઇએક વસ્તુ છે એમ પણ પ્રતિત થાય છે.—જુઓઃ "**एकः सन् बहुधा भवन्ति**" । તથા "**द्वा सुपर्णा**" વિગેરે મંત્રો વેદમાં, પ્રાચીન તત્ત્વજ્ઞાન વૃક્ષનું મૂળ છે, ઉપનિષદોમાં થડ અને સૂત્રોમાં, તેઓની વિકસેલી શાખાઓ માલૂમ પડે છે. અને છેવટે તેઓપર થયલાં ભાષ્યોમાં મનોહર, ચિત્તાકર્ષક પુષ્પો તથા ફળો દૃગ્ગોચર થાય છે, અને તેને ગૃહણ કરતાં કંઇ અવનવો આનંદ અનુભવાય છે. વાહ ! પ્રાચીન આર્યવર્ત ! શું તારૂં ગૌરવ !! શું તારી કેળવણીનું મહાત્મ્ય !!!

## ब.

( વેદાંત તત્ત્વબિંદુ ન્યાયે ) **કુદરતથી થતો વ્યક્તિ વિકાસક્રમ—**

મનુષ્યની આસપાસ સ્થૂલ અને સૂક્ષ્મ આવરણો ( Sheathes ) વિંટળાયલા છે. તેઓ આ પ્રમાણે પાંચ છે. (૧) અન્નમય કોષ. (૨) પ્રાણમય કોષ. (૩) મનોમય કોષ. (૪) વિજ્ઞાનમય કોષ અને (૫) આનંદમય કોષ. આ પાંચ આવરણો મળીને સ્થૂલ અને સૂક્ષ્મ દેહો બને છે.

સ્થૂલ શરિર, મુખ્ય પ્રાણને આધારે છે. અને આ મુખ્ય પ્રાણના પાંચ ક્રમો છેઃ (૧) **प्राण** કે જેનાથી ઉચ્છ્વાસ નીકળે છે. (૨) **अपान** કે જેનાથી શ્વાસ અંદર જાય છે. (૩) **व्यान** કે જેનાથી, સહેજવાર **अपान** રૂંધાયા છતાં, જીંદગી ટકી રહે છે. (૪) **समान**—કે જેનાથી પચનક્રિયા ચાલે છે. અને (૫) **उद्दान**—કે જેનાથી જીંદગી અટકે છે. જ્યારે જીવ, ૧૦૧ શ્વાસનલિકામાં થઇને, ખોળીયું તજી જાય છે, ત્યારે તેની સાથે તે નીકળી જાય છે.

સૂક્ષ્મ શરિરને અંગે 'વિજ્ઞાન' અને આનંદ રહે છે. જ્યારે જીવ બ્રહ્મમાં લીન થઇ જઇ, મોક્ષપદ પ્રાપ્ત કરે છે ત્યારે કેવળ આનંદ આનંદ છવાય રહે છે. માટેજ બ્રહ્મ કેવળ આનંદ સ્વરૂપ છે. અને તેને કોઇપણ વિશેષણો લાગુ પાડી શકાતાં નથી. (**नेति नेति**) **इतिशम** .



# શુદ્ધિપત્ર.

| પાનું. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩ | ૨૭ | ફળીભુત | ફળીભૂત |
| ૫ | ૨ | वांछितार्थ प्रदो | वांछितार्थप्रदो |
| | ૧૧ | એમ ॥ | એમનાં |
| | ૧૨ | મહા । | મહાન |
| ૫ | ૨૫ | આનંદગીરિ | આનંદગિરી |
| | | ચીદ્વિલાસ | ચિદ્વિલાસ |
| ૯ | ૨ | साक्षात्कैवल्य नायकः | साक्षात्कैवल्यनायकः |
| | ૩ | વિદ્યાધિરાજ | વિદ્યાધિરાજ |
| ૧૧ | ૬ | જીવનચત્રિારનાંજ | જીવનચરિત્રોનાંજ |
| ૧૧ | ૧૦ | ऽवशिष्टो | ऽवशिष्टो |
| | ૧૧ | डहमस्मि | ऽहमास्मि |
| ૧૨ | ૭ | પ્રેમ: હોવાથી | પ્રેમ હોવાથી. |
| ૧૩ | ૨ | डुकृञ् | डुकृञ् |
| | ૪ | 'ડુકૃઝ્ કરણુ' | 'ડુકૃઞ્ કરણે' |
| | ૯ | साक्षाद्वयासो | साक्षाद्व्यासो |
| | ૧૦ | करोभ्यहम् | करोम्यहम् |
| | ૨૪ | શકરે | શંકરે |
| | ૩૨ | जानिही | जानीहि |
| ૧૩ | ૩૨ | तन्मंडनामिश्र धाम | तन्मंडनमिश्रधाम |
| ૧૪ | ૨ | द्वारस्थ नीडांतर सन्निरुद्वा | द्वारस्थनीडांतरसन्निरुद्धा |
| | ,, | तन्मंडनमिश्र | तन्मंडनमिश्र |
| | ૪ | द्वारस्थ नीडांतर सन्निरुद्वा | द्वारस्थनीडांतरसन्निरुद्धा |
| | ૧૮ | मातेत्यत्र शब्दोऽय | मातेत्यत्र शब्दोऽयं |
| ૧૫ | મથાળે | શ્રી શંકરાચાય | શ્રી શંકરાચાર્ય |
| | ૩ | पूर्व पक्षे | पूर्वपक्षे |
| | ૨૦ | ખોળીઉ | ખોળીયું |
| | ૨૮ | ખોળીઉ | ખોળીયું |
| ૧૬ | ૨૧ | ધૈર્ય | ધૈર્ય |
| ૧૭ | ૩ | પ્રિતિ | પ્રીતિ |
| | ૪ | ब्राह्मण क्षत्रिय वैश्य शूद्राः | ब्राह्मणक्षत्रियवैश्य" |
| | ૧૦ | તત્વનું | તત્ત્વનું |

| | | | |
|---|---|---|---|
| | ૧૨ | નામધરી | નામધારી |
| પ્રકરણ ત્રીજું | પંક્તિ ૬ | વાચ્છના | વાંછના |
| પાનું. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
| ૧૮ | ૨૫ | અભી નવ ગુપ્ત | અભીનવગુપ્ત |
| | ૨૯ | तप्त तोया | तप्ततोया |
| ૧૯ | ૨ | કર્યુ | કર્યું |
| | ૫ | ટૂક | ટૂંક |
| | ૭ | શ્રીમત | શ્રીમત્ |
| | ૧૦ | તત્વજ્ઞાન | તત્ત્વજ્ઞાન |
| | ૧૪ | જણાવ છે | જણાવે છે |
| | ૨૨ | મહાન આત્મા | મહાન્ આત્મા |
| ૨૦ | ફુટનોટ | स्त्वक्य वाचकः | स्त्वैक्यवाचकः |
| | ૧૫ | માયામા | માયામાં |
| ૨૧ | ૫ | प्रपञ्च बीजभूते | प्रपञ्चबीजभूते |
| ૨૩ | ૬ | गभ्यगान् | गत्यगात् |

